# દ્વિત્રિયા
# પતિ દુઃખી.

અથવા
બે સ્ત્રીઓ પરણવાથી નીપજતાં
માઠાં પરિણામ.

---

## [નૌતમ નોવેલ.]

---

પ્રસિદ્ધ કરનાર
શા. ભીખાભાઇ અમરચંદ બુકસેલર.

સોલ એજંટ.
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ત્રણદરવાજા—અમદાવાદ.

અમદાવાદ
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ" માં
નથુભાઇ રતનચંદ માસ્તરીયાએ છાપ્યું.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

શ્રી પરમાત્માય નમઃ

# દ્વિત્રિયા પતિ દુખી.

---

કલ્પિત નૌતમ નૉવેલ.

---

## " અર્ધરાતની લઢાઇ."

---

આ શિયાળાની મીઠી ઉંઘની મધ્ય રાત્રીએ ગાજો રૂપી ળી ગોળાનો વરસાદ કયાં વરશી રહ્યા છે ?

નગરવાશી ઉદ્યોગના પરીશ્રમથી એસાયસ લેવા સર્વે ાંત ગયા હતા, ધરતી માતાએ અંધાર પછેડો હોડી ર્વે સ્થળ શ્યામ બનાવી દીધું હતું, દીશાઓ શુન્ય થઇ ગ- હતી, તારાઓ એક પછી એક આકાશમાં ઉદ્યોત કરવા ાગ્યા હતા, પવનના સુસવાટાથી ઝાડનાં ડાળાં પાંદડાં ખ- ભલાટ કરી કાયર જનોના હૃદય કંપાવી રહ્યાં હતા. રાત્રી મસમાટ કરતી પોતાનો શતરૂ સુર્ય પકડી પાડશે એવી ાસ્તીથી મુઠીઓવાળી નાઠી જતી હતી; રાત રાજા (ઘુવડ) ાતાના શતરૂ સુર્યનો નાશ થયો જાણી ઝાડની બખોલમાંથી હાર આવી પોતાનો શિકાર શોધવા મંડી પડયા હતા. સ- ીતા પોતાના પતિ સમૂદ્રને મળવાની ઉત્કંઠાએ અતી વેગ- ી અથડાતી પછડાતી કાનને બેહેર મારતી પુર જોશમાં ચા ી જતી હતી. નિશાચરો ગ્રહસ્થોના ઘર ફાડવા હાથમાં હ- થીઆરો લઇ વેશ બદલી આમ તેમ આડા દોડીઆ આંટા ઇ રહ્યા હતા, જારી પુરૂષો એક પછી એક પોતાની મન મોહનીને મળવાને ટાંપી રહેલા ભભકાદાર પોશાક પેહેરી ઉં ઘેલાઓનો લાભ લઇ સરીઆમ રસ્તાપર નિડર થઇ ચાલ્યા જતા હતા, વળી વ્યભીચારણી સ્ત્રીઓ પોતાના યારની વાટ જોતી નિચલા દ્વાર ખુલ્લાં મુકી ઝરૂખામાં ઉભી ખુંખાર શ- બ્દ કરી રહી હતી. વળી નગ્ર રક્ષકો જાગતા રહીઓ જાગતા રહીઓ એવા મ્હોટા ઘાંટા કાઢી હાથમાં ચળકતા મોટા ભા-

લા લઈ આમ તેમ ભટકી સોર મચાવી રહ્યા હતા અને ચો-ઘડીયાં વાગતાં બંધ રહી ઢં ઢં ઢં એવો નગારામાંથી વાગતો ઘોર શબ્દ ગાજી રહ્યો હતો.

વાંચનાર આટલી મધ રાત્રીએ કેવા ભાગ્યશાળીઓના મુખમાંથી ગુલાબના ખરતા ફુલની સુગંધીનો સુવાસ બેહેકી રહ્યો હશે ?

આહા ! તેતો દેવળ પાસેના એક ભવ્ય મકાનના ત્રીજા મજલાની બારીમાંથી પૂર જોસમાં હવા સાથે અથડાઇ આપણી ગમ આવતો હતો.

આવું સુંદર મકાન કોનું હશે ? આ "નોત્તમપુરી" માં આના જેવું બેઠી બાંધણીનું મકાન એક પણ નીહાળવામાં આવતું નહોતું.

ઘરની ત્રણ બાજુએ બાગ બનાવવામાં આવેલો હતો અને ફરતા ફુવારા મુકેલા હતા, મોં આગળ ચોકઠું કાઢી એક ખુલ્લી ગચ્છી હવા ખાવા સારૂ કાઢેલી હતી, ચોકઠાની સામે બાજુના દરવાજેથી મકાનમાં પ્રવેશ કરાતો હતો. પથ્થરની સીડી પસાર કરી ઉપર જવાને એક લોખંડની ગોળ સીડી ગોઠવવામાં આવેલી હતી, ઘર તરેહવાર ઈંગ્લીશ રંગથી રંગવામાં આવેલું હતું, છજાં, ઝરૂખા અને બારી બારણાની તો કાંઈ બાકીજ રહી નહોતી. આવાં સુશોભીત ઘરમા શાંતી બાઇ તો સોડ તાણીનેજ સુતાં હતાં, અને કળહભાઇ આમ તેમ ઉછાળા મારી રહ્યા હતા. બીજા મજલા સુધી એક પણ માણુસની હીલચાલ માલમ પડતી નહોતી, આખરે ઉંચું જોયું તો બીજા મજલાની એક બારીના ઓરડાની અંદર કેરોસીન તેલનો એક દીવો ઝળકાટ મારી રહ્યો હતો, અને સુચવતો હતો કે, કજીઆભાઇએ તો આ સ્થળેજ નિવાસ કર્યોછે.

અંદરની બાજુએ ઘોંઘાટ સાથે એક સ્ત્રી અને પુરૂષ બંને ગેબી ગોળાના ગોળા ગબડાવી રહ્યા હતા, તેટલામાં સ્ત્રી સિંહણની પેઠે છલંગ મારી બારી આગળ આવી બોલી.

સ્ત્રી–લે રડયા આ હું તને જીવ આપું મ્હારીએથી પડતું મુકીને મરૂં છું પછી સવારે તેનો સ્વાદ જોજે, શુળીએ ના ચઢાવુ તો મારૂ નામ રૂપાળી શાની?

પુરૂષ–રાંડ શંખણી તું એક દહાડો લીલુતો એવુંજ વાળવાની છું પણ અત્યારે તો મને બળ્યો ઝળ્યો પડી રહેવા દે રાંડ અભાગણી અંદર આવ્ય, નહીતો હમણાં ટાંટીઓ ઝાલી પછાડું છું રાંડે રોજ ડરાવી ડરાવીને મારી નાંખ્યા ? એક દહાડો એનું કાળું કરતી હોય તો નીરાંત થાય.

સ્ત્રી–લે મારા રડ્યા માર જોઇએ, આઘો આવે તો હૈડીઓજ ચુસી લઉં.

પુરૂષ–રાંડ કુતરી તારી જીભ કેમ તુટી પડતી નથી, તારી માએ ને તને શું ખાઇ જનમ આપ્યો છે, અવળચંડી રાંડ, માબાપોનું કુળ બોળવા બેઠી છે, તારા બાપને કુવો હવાડો કાંઈ મળ્યું નહીં તે મારે કર્મે લાવી પછાડી.

સ્ત્રી–ભોગ તારા રડ્યા આંધળો હતો, કોણ તારે ઘેર ખોળા પાથરવા આવ્યું હતું કે પરણવા આવજે.

પુરૂષ–ભોગ તારા બાપના રાંડ બોડી, માંથા મુંડી, મને ફાંગડામાં નાંખનારનું ને તારા બાપનું સત્યાનાશ જજો.

સ્ત્રી–પાઘડી બળ્યા જીભડી સંભાળીને કાઢજે, નહીતર જીભડીજ તાણી લઇસ, મારો બાપ તારે ઘેર કયારે કાળુ કરવા આવ્યો હતો તે બાપ સુધી ગાળો દેઉછું.

પુરૂષ–પાઘડી બાળ તારા ભાઇની રાંડ, હવેથી જો એ માધવલાલના ઘરમાં જતી જાણી છે તો, ખાલજ ખેંચી કાઢીશ રાંડને નવનવા માંટી કરવા ને ઘર તો માંડવુંજ નહીં.

સ્ત્રી–જાજા રડ્યા તારૂ ઘર હું કદી માંડવાની નથી તારાથી થાય તે કરી નાંખજે, જે જે ઘેર જઉછું ત્યાંતો જવાની જવાની ને જવાનીજ, રોયાને રોટલા તો પુરા મળતા નથી ને શેખાઇ તો બાર ગામની મારે છે?

પુરૂષ–રાંડ ફરંદી ! હું તારો સઘળો પ્રપંચ પામી ગયો છું. મારી પાસેથી ખરચ લેવું છે ને આખા ગામમાં ઘર ગણવાં છે; ખરચને બદલે તો તારા કપાળમાં ડાહામ દેવાના નથી, તે તારા દીલમાં ખાતર જમાં રાખજે.

સ્ત્રી–કરમકુટ્યા તને કમાતાં જોર આવતું હતું ને ખરચ ન્હોતું આપવું તો શું જોઇને ગધાડે ચડી ગામમાં ફરી પારકી છોડીને પરણવા આવ્યો હતો?

પુરૂષ—રાંડ કરકશા તારી કાતરડી આટલી બધી કેમ વધારી દીધી છે, રંડા તેના ફળ તને મળે તે તું જોજે, કાલ સવારમાં તારા ઉપર તારા મોંમાં થુંકે તેવી શોકય આવીને ઉભી રહે છે કે નહીં?

સ્ત્રી-રડ્યા અભાગીઆ શોકય શોકય કરી કોને બીવરાવે છે. તારા કપાળમાં કોઇ ડાહામ દેતું હોય તો એકની દસ લાવ્યને અહીં કોણ ડરે છે, વા'લામુવાને વઢવું વઢવું ને વઢવુ બીજી વાત શી છે, આમ સખ્તાઇ કર્યાથી હું સુધરવાની નથી તે તારા કાળજે કોતરી રાખજે.

પુરૂષ-રાંડ શીકોતરી તું સુધરવાની નથી તે હું સારીપેઠે સમજુછું, જયારે ચૌદમા રત્નનો સ્વાદીષ્ટ સ્વાદ ચાખીશ ત્યારેજ તારા મગજનો પવન પાંસરો થવાનો છે.

સ્ત્રી-રડ્યા બાયલા તું શું મને મારનાર હતો તારા જેવા ધણીઓ તો મારા પગતળે પીલી નાંખ્યા?

પુરૂષ-રાંડ ગોઝારી તારા બાપનું નખોદ જાય, તારા ભાઇ બાપ મરે, રાંડ મારી ફજેતીના ફાળકા કરવા ઉભી થઇ છે, આટલા વરસની ઉત્પન્ન કરેલી મારા બાપ દાદાની આબરૂના કાંકરા કરવા કેમ બેઠી છું રાંડ કમજાત—

સ્ત્રી-મારારડયા તારા છાજીઆં લઉં, મરેને તારા વા'લા હોય તે, મારા બાઇ બાપને ખમા કરે, મારા ભાઈ બાપ કમજાત છે તો દીકરી દેવા ના જઇશ.

આવા શબ્દ સાંભળતાંજ પુરૂષનો પીત્તો એકદમ ઉછળી આવ્યો ને એક લાત એવા તો જોરથી મારી કે સ્ત્રી ચતાપાટ, સીડી પાસે જઈ પડી—

સ્ત્રી બુમ પાડી બોલી હાયહાય !!! મારી નાખીરે, મારી નાખી, કોઇ આવજોરે આવજો આ રડો મને મારી નાંખેછે, હું ગરીબડી ગાયને કોઇ મુકાવજોરે મારા માબાપ, આ અભાગીઆના હાથ પગ કેમ કપાઇ જતા નથી રે મારી માડીઓ ઓ ઓ—

બુમ પાડતી શીડી પાસે પડેલું ખાસડું હાથમાં લઇ દોડીને પુરૂષની પીઠ ઉપર ઉપરાઉપરી દેવા માંડયું; પુરૂષે પણ તુરતજ ખાસડાંઓથી વધાવી લીધી; બંને તરફથી ખાસડાંઓની

પટાપટી એવી તો ચાલી કે થોડા વખતમાં ઘણા દીવસના ચઢેલા ભારથી, બંનેની પીઠો હલકી ફુલ જેવી થઈ ગઇ.

સ્ત્રી થાકીને સ્ત્રી ચરીત્ર કરી બોલી, રડયા હું હવે જીવવાની નથી તારૂં લાગ્યું તું ભોગવી લેજે. હુંતો આ ચાલી, કુવો હવાટો કરી મરીશ, મારે તને હવે મોં દેખાડવું નથી, નખોદીયા પરમેશ્વરને ત્યાં તારા પાપનો જુવાબ દેવા આવજે.

સાળુનો કાછટો મારી સ્ત્રી જોતજોતામાં ત્રીજા માળની સીડીએથી નીચે ઉતરી પડી.

પુરૂષ પણ તરત તેની પુંઠે નાઠો અને થોડીજ વારમાં તેણીને એક સરીઆમ રસ્તા નજીક પકડી પાડી.

પુરૂષને આવતો જોઈ તેણી એક અગોચર રસ્તાભણી દોડી પુરૂષ પણ તેની પછાડી પછાડી ઠોકરો ખાતો અને સ્વાસ લેતો દોડયો.

રાત અંધારી ઘોર ડરામણી લાગતી હતી, ઘાડા તીમીરથી એક બીજાને જોઇ શકે તેમ હતું નહી તેથી લાગ જાઇ સ્ત્રી એક પાસેના કુવા ભણી હાથમાં મોહોટો પથ્થર લઇ દોડી, ને પથ્થરને કુવામાં પધરાવતી બોલી–

લે રડયા, હવે પકડવા આવીને સાર કાઢજે, હું તો આ કુવામાં પડું છું હે ભગવાન હું અનાથની રક્ષા કરજો અને આ પાપીષ્ટ મારી પુંઠે પડયો છે તેને તમારી હજુર પકડી મંગાવજો.

બોલતાને વાર હાથમાંનો પથરો એવા તો જોરથી કુવાની અંદર હોમી દીધો કે તેના અવાજથી કાન બેહેર મારી ગયા અને પાંચસાત ફુટ પાણી ફીણના ગોટાની સાથે ઉંચું ઉછળી આવ્યું.

અવાજની સાથેજ પુરૂષના તો હાંજાજ ગગડી ગયા અને બાવરો બાવરો કુવા ભણી દોડયો, "રાત અંધારી ને તલ કાળા" જઇને જુવે શું? બાઇ તો પથ્થર નાખીનેજ પોબારા ગણી ગયાં હતાં, કાંઈ માલમ પડયું નહી કેટલીકવાર સુધી કુવાના કાંઠાની કોર ઉપર કાન માંડી ઉભો રહ્યો, પણ લેશ માત્ર શબ્દ કે પાણીમાં ગડબડાટ સંભળાયો નહીં, આમ તેમ ઘણાં ફાંફાં માર્યાં પણ અંધારી રાત શિવાય બીજું કશું દીઠામાં આવ્યું નહીં.

ઘણો ગભરાયો, અને ગાંડાની માફક કુવાની આશપાશ આંટા મારી આરડવા માંડયું, ઓ રાંડ ગોઝારી તેંતો ગજબ કરી નાંખ્યો તારા બાપનું નખોદ જાય તેં આ શું કર્યું તું મુઈ ને તારા જોડે મને મારતી ગઈ. સવારમાં હું શું મોં દેખાડીશ, રાંડ તેં તો હાથે કરી આપઘાત કીધો પણ ખુનનું ત્હોમત મારા શીર આવશે, સરકાર મને શુળીએ દેશે, હાય હાય હવે હું શું કરૂં ને કયાં જાઉ મારૂ શુ થશે મને આ મુશીબતમાંથી કોણ મુકત કરશે, ઓ રાંડ કુળ નીકંદની તું તારા માબાપને પેટ પથ્થર થઇ કેમ ના પડી, તને ઝેરી નાગ કેમ ના ડસ્યો, તને ગળથુથીમાં ઝેર કેમ ના દીધું, કે રાંડ મારા લોહી.ની તરશી થઈ.

રાંડે તો રોળ વાળ્યો હવે આંહી ઉભા રહી કરવું શું ? વખત જસે ને વળી કોઇ જતા આવતા રોન ફરતા શીપાઈ-ઓના હાથમાં સપડાઇ જઈશું તો ખુનનું ત્હોમત માથે આ-વશે ને સત્યાનાશ વળી જશે, માટે બેહેતર છે કે પ્હેલેથીજ પોલીસને નાશી જવાની ખબર આપી મુંગા મુંગા ઘર તરફ રવાના થઇ જવું.

પુરૂષ વિચાર કરી મુઠીઓવાળી નાઠો, અને સડકની પેલી બાજુ પસાર કરતાંજ રોનવાળો શીપાઇ સામો મળ્યો. શીપા-ઇને જોતાંજ ભાઇના તો મોતીઆજ મરી ગયા.

શીપાઇ–"હુકુમડર" ઇતની રાતકું કોણ આતા છે?

પુરૂષ–જમાદાર સાહેબ એતો કોઇએ નહીં હું રસ્તાનો જનાર છઉં તમારે શું કામ છે?

શીપાઇ–અએ સચ બોલતા છે કે નહી, નહીતર પકડકે ચોકીમેં લે જાઇશું તુમ હમકું ઓળખતા છે?

પુરૂષ–હા સાહેબ તમે જમાદાર છો તે હું જાણું છું પણ તમે મને શું કરવા રોકોછો હું કાંઈ ચોર નથી વહેપારી છું.

શીપાઈ–અએ સુનતા છે કે નહી તુમ વેહેપારી છો તો એ-તની રાતકુ બહાર કાયકે વાસ્તે નીકલા છો?.

પુરૂષ–જમાદાર સાહેબ માહારી બાયડીને જરા કહુવાણ હતી તેથી વૈદને ઘેર દવા લેવા ગયો હતો, પણ વૈદરાજ ઉંઘ-માંથી ઉઠયા નહી તેથી પાછો ફરી ઘર તરફ જાઉંછું;—

શીપાઇ–નહી નહી તુમ ચોરછો જુઠ બોલતાહે ચલો ચોકીમેં તુમેરા નામ નુધાવ ફજરમે ફોજદાર સાબકે વાં લે જાઇશું.

પુરૂષ–જમાદાર સાહેબ અવે જવાદોને નાહક શું કરવા હેરાન કરોછો લ્યો આ પાન સોપારી લઇ ચાલ્યા જાઓ બે રૂપીયા વૈદને આપવાના હતા તે તમનેજ ખુશી થઈ આપું છું.

શીપાઈ–નહી નહી શેઠ અમકુ તુમ કયા લાંચીયા શીપાઇ બંદા સમજતે હો ? એ બાત નહી હોશે, કોઇ જાણી જાવે તો અમારી ચપરાસ જાતી રહેવે.

પુરૂષ–અવે લ્યોને કોઇ જાણતુએ નથી ને કહેતું એ નથી રાજમાં હજારો રૂપીઆ અમલદારો લાંચના હોઇયાં કરી જાય છે તો તમારે આટલામાં તે શું? લક્ષ્મી ચાંલો કરવા આવે ને મોં ધોવા જઇએ તો મૂરખમાં ઠરીએ એતો ખાધુ પીધુ એજ બાપનું લાંચ નહી ખાઓ તેમાં સરકાર કાંઇ વધારે પગાર આપવાનો છે ?

શીપાઈ–નહીરે શેઠજી ઓતો સાલા પગારમેસેબી દંડ કરકે કાટ લેતાહે, ફીર જાદે તો કયા દેવે.

પુરૂષ–જબ ખુશી હોકે એ ચેરીમેરી લેલો.

શીપાઇ–ઇતનેમેં કયા હોવે કુચ જાસ્તી આપો તો તુમકુ છોડ દેવે?

પુરૂષ–જમાદાર સાબ અબ માફ કરો, આટલેથી રાજી થઇ રજા દીયો, વળી કોઈ આવી ચડશે તો મારી તમારી બંનેની પુરી કમબખ્તી હોશે ?

શીપાઈ–અચ્છા ઇતના તો ઇતના લાવ અબ ફરીથી કોઇ બખત ઇતની રાતકું બહાર નીકલીઓ નહીં, એતો મેં તુમેરેકું જાને દઉંછું બીજા હોતા તો મુકતા નહીં.

પુરૂષે તરતજ ઓટીમાંથી બે રૂપીઆ કાઢી શીપાઇના હાથમાં મૂકયા અને પાધરોજ ફોજદારને ત્યાં જઇ ખબર આપી કે મારી સ્ત્રી નામે રૂપાળી ઘરમાંથી પેહેરવાના દાગીના લઇ, મોડી રાતના પસાર થઈ ગયેલી છે, તે હજુ સુધી ઘેર આવેલી નથી.

તેણી કયાં ગઇ હશે અને તમોને કોના ઉપર શક છે, એવી રીતે ફોજદારે પુછવાથી તેણે વધારે જણાવ્યું કે તેણી ખરાબ ચાલની છે, અને તે ઘણું કરીને, ચંદનીચોકમાં આવેલા

એક માધવલાલ નામના નાગરબ્રાહ્મણના ઘરમાં ગયેલી હોવી જોઇને, ફોજદારે નામઠામ પુછી લીધાં, અને તપાસ કરીશું એવો જવાબ વાળ્યો કે તુરત પુરૂષ ફોજદાર સાહેબની રજા માગી પોતાના મકાન તરફ ચાલતો થયો.

અંધારે અથડાતો પછડાતો પુરૂષ પોતાના મકાન ઉપર આવી પહોંચ્યો. ઘરના બારીબારણાં બંધ કીધાં, અને વિચારના તરંગમાં તણાતો પુરૂષ પથારીમાં આવી પડયો.

હાય હાય હવે શું થશે, આ વાત કોને જઇને કહું, પ્રાતઃકાળમાં પુરી ફજેતી થશે, રાંડના માબાપ લઢવા આવશે તેમને શો જુવાબ દઇશ, આ દોષ કોને દેઉં, મારા કરમનોજ વાંક તેમાં કોઇ શું કરે, માબાપે વીચાર કર્યા વગર ન્હાની વયમાં, જોડુને સ્વભાવ મેળવ્યા શીવાય, અડભંગ કુળ જોઈ મારા સુખની હાની કરી, હશે જે બની તે ખરી.

આવી રીતે દુઃખના દરીયામાં ડબકા મારતો દુઃખી પુરૂષ હાય મારી પાછલા પોહોરની ઘોર રાત્રીએ નીદ્રાદેવીના પાસમાં પડી ઘસઘસાટ ઘોરવા લાગ્યો?

વાંચનાર! આ સ્ત્રી પુરૂષ કોણ હતા તે તરફ હવે નજર કરીયે.



# (દ્વિત્રિયા પતિ દુઃખી.)

વાર્તાની શરૂઆત.

## પ્રકરણ ૧ લું.

"ઝઘડુશાએ એક ઉપર બીજી બૈરી કરવી."

દોહરો

બહુ બણુજ બહુ બેટીઆં, દો નારી ભરથાર;
ઇતનેકુ મત મારીઓ, માર રહે કીરતાર.

લાડશ્રીમાળી જ્ઞાતનો આગળ જણાવી ગયા તે પુરૂષનો પીતા હતો જેનું નામ ઝઘડુશા કરી જાણવામાં આવતું હતું જે ભવ્ય મકાન આગળ જણાવી ગયા છીએ તે મકાન તેના વડાઉઆના વડાઉઆએ કેટલાક વરસ ઉપર આ "નાસ્તમપુરી" માં બંધાવેલું હતું, અસલ તેઓ "રાજપુરી" ના રહીશ હતા પરંતુ ત્યાં વેપાર રોજગાર ભાગી પડવાથી, રોજગાર માટે પોતાના કુટુંબકબીલા સહીત, આંહી આવી વશ્યા હતા અને પાછળથી પૈસા પણ સારા પેદા કીધા હતા.

ઝઘડુશાને બે બૈરીઓ હતી. જેઓમાં એકનું નામ હીરાં અને બીજીનું નામ જડાવ કરીને હતું.

હીરાં ઉમરે પોહોંચવાથી તેણીને સંતાન થવાનો સંભવ રહ્યો નહોતો. તેથી તે બીચારી રાત દીવસ પુત્રની ઝંખનામાં ઝુર્યા કરતી હતી, પોતાના પાડોશીને ઘેર પુત્રાદિકનો પરીવાર પેખી તેમને ધન્યવાદ માનતી. અને પોતાને કાંઇ પણ સંતતી નહીં હોવાથી હર્નિશ શોક કર્યા કરતી હતી.

ઝઘડુશા તેને ઘણો સમજાવતો કે પૂર્વના પૂન્યના ઉપાર્જન થયા શિવાય પુત્ર પ્રાપ્તિ થતી નથી, તું અમથી શામાટે કંકાસ કરે છે, પ્રારબ્ધ પાંસરૂ હશે તો સૌ સારાં વાનાં થશે.

પતીના બોધથી હીરાં બોલતી કે સ્વામીનાથ આપ જે કહો છો તે સત્ય છે. પરંતુ પુત્ર રહિત જગતમાં જીંદગી કાઢવી તે તો મને ઝેર તૂલ્ય લાગે છે; શાસ્ત્રમાં કહ્યું છે કે;—

(દુહો.)

લાખ દિવા નિત્ત બળે, બાર રવિ ઉગંત;
તસ ઘર તોહી અંધારડું, જસ ઘર પુત્ર નહંત.

જુવોને મારા કરતાંએ ઓછી ઉમ્મરની બાળકીઓ પોતાના નાહાના બાળકોને ઉછરંગમાં લઈ કેવી હુલરાવે છે, મને ઈર્શા કેમ ના આવે? હાય હાય હુંજ રાંડ અભાગ્યણી કે મારે પેટ પુત્ર નહીં મેં પૂર્વે શાં પાપ કીધાં હશે, શીવ, શીવ, શીવ,

દરરોજ આ પ્રમાણે હીરાના દુઃખનો દેખાવ જોઇ, બીચારો ઝઘડુશા પણ મનમાં ખેદ કરતો, પણ ઈશ્વરકૃતિ આગળ મનુષ્યનું શું ચાલે.

આખરે ઝઘડુશા પણ અળખાનો અનુભવ લઇ શોચ કરવા લાગ્યો, હાય હાય પુત્ર વિના મારી સદ્ગતિ શી રીતે થશે, મારૂ શ્રાદ્ધ કોણ કરશે? મારી ઉત્તર ક્રીયા કોણ કરશે? શું હું વાંઝીઓને વાંઝીઓજ મરી જઇશ, મારો પૈસો કોણ ખાશે? મારી લક્ષ્મી રાજમાં લુંટાઇ જશે, એમ અનેક તરેહના વિકલ્પ દરરોજ કર્યા કરતો હતો.

એક દીવસ હીરાં આનંદમાં બેઠી હતી, તે વખતે તેની પાસે આવી ઠાવકું મોં રાખી ઝઘડુશા બોલ્યો-હીરાં જો તારી ઈચ્છા હોય તો હું બીજી સ્ત્રી કરૂં, પરમેશ્વર કરસે ને તેને પેટે પુત્ર થશે તો આપણું નામ રહેશે, ને વાંઝીયામેહેણું ટળશે.

હીરાંએ કહ્યું-સ્વામીનાથ, તમો બીજી સ્ત્રી કરો તેમાં મારે આડે આવવાનું કાંઇ કારણ નથી, ભલે સુખેથી કરો તેને પુત્ર થશે તોપણ મારા ધણીનું પેટ કહેવાશે, હું સર્વ વાતે ખુશી છું, પરંતુ બંને સ્ત્રીઓને સરખી રીતે રાખવાની સત્તા હોય તો તે કામ કરવા તત્પર થજો, નહીતર દુનીઆમાં બે બાયડીઓના ભાયડાના ભોગ મળી, ભવાડા થાય છે, તેવું તમારે થશે.

ઝઘડુશા બોલ્યો-વારૂ વારૂ, તારે તેની કાંઇ ચીંતા કરવી નહીં; એ તો બધુએ હું સમજુછું. મને વરસ થયાં તેટલા તને દહાડા પણ થયા નથી અમને અમારી આબરૂ કેમ વહાલી હશે નહી?

ઝઘડુસાના પગમાં જોર આવ્યું, અને "હીરાંની રજા મળવાથી હરખતાં હરખતાં, કડકડતાં કપડાં પેહેરી હાથમાં લા-

કડી લઇ દુકાને જવા ચૌટા ભણી ચાલવા માંડયું, રસ્તામાંજ નાત ગોર સામા મળ્યા, શેઠજી કેણીગમ સધાવો છો નાત ગોરે પુછયું?

ગોર મહારાજ નમસ્કાર છે. સારૂં થયું કે તમે રસ્તામાંજ મળી ગયા. મહારાજ તમારૂં ઘણુંજ અગત્યનું કામ છે, ઝઘડુશાએ કહ્યું.

ગોર બોલ્યા, બોલો બોલો શેઠજી શો હુકમ છે હું તો આપના નામે નામ છું હુકમ પ્રમાણે ફરમાવો શેવક કામ બજાવવા તૈયાર છે.

ઝઘડુશાએ કહ્યું—આજનેઆજ મારા માટે કોઈ સોળ સતર વરસની કન્યા ખોળી લાવો, લગ્નનું પણ સાટા સાથેજ નકી કરતા આવજો હું તમને ખુશી કરીશ?

ગોરમહારાજ હસ્તે મોઢે બોલ્યા, શેઠજી કન્યા તો તમારા લાયક એક છે પણ શોકય ઉપર દેવાની છે માટે રૂપીયા પાંચ હજાર ખાવા આપવા પડશે, અને મારો શીરપાવ જુદો એટલું જો તમારે કબુલ હોય તો આજનેઆજ તમારો ઘોલાડવો કરી પર્ણાવી દઉ; કન્યા રૂપરૂપની મણી છે, તમે ઓળખતા તો હશો, પેલા જેપુરવાળા જોગીદાસની દીકરી "જડાવ".

ઝઘડુશાનું મન પીંગળ્યું અને તરતજ હા પાડી દુકાને જઇ રૂપૈઆ પાંચ હજાર રોકડા મુંબઇગરા ગોરને ગણી આપી સાટું કબુલ કીધું, અને તેજ મંગળ રાત્રીએ જોગીદાસની દીકરી "જડાવ" સાથે પાણી ગ્રહણ કરી પાછલી જીંદગીએ પળીયામાં ધુળ ઘાલી.

---

## પ્રકરણ ર જું.

### "બંને શોકયોની લડાઇ."

જડાવને પરણી લાવ્યા પછી ઝઘડુશાને જુવાની આવી, બંને સ્ત્રીઓના સુવાના ઓરડા નોખા કર્યા, અને બંનેની ઉપર સરખી પ્રીતિ રાખવા માંડી.

વસંતરૂતુ આવી, જડાવની ખીલતી જુવાનીની કળીઓ ખીલવા માંડી મોઢે ખીલ નિકળવા માંડયાં, ગાલ્લ પુલવા લાગ્યાં. કપાળ તેજ મારવા લાગ્યું. આંખ મારકણા સાંઢ માફક આમ તેમ ફરકવા લાગી, ઉરૂ હાથીના કુંભસ્થળ માફ-

ક ઉંચુ તરી આવ્યું, અને પગથી પૃથ્વી ધમધમવા લાગી ઇત્યાદી પ્રયોગથી ઝંઘડુશા તો જડાવના જોબનરૂપી ઝાડના પુષ્પની સુગંધી પાછળ રાત દિવસ પરિભ્રમણ કરવા લાગ્યા.

હવે બીચારી હીરાંનો કોણ ભાવ પુછે! જડાવનું જોર વધી ગયું ઝઘડુશા કોઇ કોઇવાર હીરાંના ઓરડામાં આવતો હતો, તે પણ જડાવની બીકથી બંધ થઇ ગયો, ભોગજોગે એકાદવાર હીરા સાથે બોલતાં સુણ્યો તો સાથે લાગી બીચારાની પતરડીજ ઝાડી નાખતી.

એક દિવસ અવસર જાણી હીરાએ ઓારા બોલાવી ઝઘડુશાને કહ્યું સ્વામીનાથ! તમે શું મારો સંબંધ છેકજ ભુલી ગયા! મેં તમારૂં શું અનિષ્ટ કર્યું છે, તે પેલી વાઘણને વળગી મારો અનાદર કરોછો? કાંકતો દયા લાવો. અરે કાંકતો જરી વિચાર કરો શું? મુલાના ચોરને મેથકાનો માર? આઠ દિવસમાં એકવાર તો સામુ જુઓ; એ રંડાને તો માની એટલે માતેલા સાંઢની માફક આખા ગામમાં મ્હાલે છે, અને આ મારૂ શરીર તો જુઓ! સુકાઇને કેવું નિર્બળ થઈ ગયું છે, હાય હાય શોકયનું સાલ તે આવુંજ કે, આટલા માટેજ તે ગોઝારીને ઘરમાં ઘાલી છે? તમારી બુદ્ધિ કેમ બળી ગઇ છે, કે આટલી બધી હદપાર સ્વતંત્રતા સોંપી છે, રાંડ કાંઇ નવા જુની કરશે તો તમારી સાત પેઢીનું નામ બોળશે, કાંઇ તો દરીઆફ કરો?

ઝઘડુશા મોં મલકાવી હીરાને કેહેવા લાગ્યા—જા આજ હું તારે ઓરડે આવીશ, એ રાંડ છોને ફુંફાડા મારતી તું કાંઇ ચિંતા કરીશ નહીં, હું તારો છું તે છું કાંઇ બદલાવાનો નથી.

જડાવ ઉપરની જાળીમાંથી આ સઘળો દેખાવ જોતી હતી. તે ઇર્ષા આણી એકદમ હેઠી ઉતરી ઝઘડુશાના પોતીયાની પાટલી પકડી હીરા સામે ઉભી રહી વચનોનો વર્ષાદ વરસાવવા લાગી.

રાંડ શંખણી, તારા નાહાના માંટીને શું સમજાવે છે, એ મ કાંઇ તારે વશ થવાનો નથી, લે લે? દીકરો જોઇએ છીએ, દીકરો, દીકરા માટે આખા ગામમાં દોડતી ફર પણ કાંઇ હહાડો વળવાનો નથી? વા'લા મુઇ આંખો દીને સત માંટીને

બંભેર બંભેર કરે છે, પણ હુંજ ખરી કે તારા માંટીને તારા સામુ જરી પણ જોવા દઉં નહી.

હીરા અકળાઈને બોલી-રાંડ સત્યાસણી મારી નાહાની શોકય હું તારૂં નામ દેવા કયારે આવું છું. તે મારી પુંઠલ પડી છે, મને શા માટે સંતાપે છે, તું જાણે ને તારો માંટી જાણે પડો ખાડમાં મારે શું હું તારૂં નામ દઉં તો તું મને દબાવવા આવજે, વગર લેવા દેવા મારૂં નામ દઈશ તો તારી બાબડીજ ખંખેરી નાખીશ.

હું નહી બોલું તો જુનીને દુઃખ લાગશે એમ જાણી ઝઘડુશા હીરાનું ઉપરાણુ લઈ જડાવને ધમકાવવા લાગ્યા; રાંડ દાં'ધા બળી, આટલી બધી શા ઉપર ફાટી ગઈછું તે બિચારી તારૂં નામ દેતી હોય ને ગાળો ભાંડતી હોઉ તોએ ઠીક છે, અમથી કુતરાની માફક ભશ ભશ કરે છે, રાંડ ખાઈ ખાઈ ને ઢીલ વધાર્યું છે તેજ જાણુછું.—

જડાવનો મિજાજ હાથથી જતો રહ્યો. ને ઝઘડુશાને હીરાં સામે ધકો મારી બોલી;-જા રડયા એ મા તને વા'લી લાગે છે તો એની પાસે, મારી પાસે શું કરવા આવે છે, એ રાંડ તને હોસલો ટીપી આલસે ને તું ખાજે, હુતો આ ચાલી મારા પીયર.

હીરા પણ હલકે રહી ઝઘડુશાને જડાવ સામે ધકો મારી બોલી-જાવ ? મારે તમારી કાંઈ જરૂર નથી, મારી શોકય આજ કાલની એ ખરી ને હું ખોટી રાંડ પાડા જેવી વધી છે તેને જોઇ મોહી જતા હશો ?

રાંડ તો તારી મા, હોય તે સમજી ? વિચારીને બોલજે નહીતર જોયા જેવું કરી આપીશ "જડાવે કહ્યું"

મારી લાડવાઈ શોકય તું શું મને કરી આપવાની હતી છીનાળ તારા છીદ્રો ખોળી બતાવું તો તારો માંટી તને ઘડી પણ ઘરમાં ઉભી રહેવા દે નહી, હીરાએ ઉત્તર વાળ્યો ?

મારા બાપની વહુ ખરેખરૂં કરી આપ્ય નહીંતર માથાંના વાળ પીખી નાખીશ એમ કહી જડાવ હીરા સામે ધસી.

ગાળોના ગોળા બંને તરફથી જોસભેર ઉડવા માંડયાં, અને જડાવે રીસથી હીરાંનો ચોટલો પકડી ભોંય ભેગી કરી નાંખી.

બંને જણીઓ બોકડાની માફક બાઝીઓ અને લાગ ફાવેથી હીરાએ જડાવનો ટાંટીઓ ઝાલી પરસાલમાં પટકી.

રંગ ખરેખરો ઝામ્યો ઝઘડુશા આ વખત વચમાં આવી બંનેને નોખી કરત નહી તો ઝેરીલી જડાવ હીરાંના તો બાર જ વગાડી દેત, ધક્કા પાટુનો થોડો ઘણો સ્વાદ ઝઘડુશાને પણ ચાખવો પડયો, અંતે થાકીને એક કોચ ઉપર જઇ બેઠો. બંને શોકયો વઢતી જુદી પડી, પોત પોતાના ઓરડામાં ગઇ વળી વાઘણો બહાર આવી એક એકના છીદરો ખોળી ગોફ્ણો ગગડાવા લાગી.

હીરાં ગોળનું ઉઘાડું માટલું ઘરમાંથી લાવી ઝઘડુશાને બતાવતી બોલી? જુઓ?–આ માટલામાંથી ઉંદરડા ગોળ ખાઇ ગયા, પણ તેને કાંઇ ઢાંકવું છે સમી સાંજથી શેઠાણી સોડ તાણી સુઇ રહે છે ઘરની કાંઇ ફીકર છે. કહીએ છીએ તારે કુતરાની માફક કરડવા આવે છે.

ઝઘડુશાએ કહ્યું–વા'લી તું ઠરેલ છે તેથીજ તારૂં ઘર સારી સ્થીતીમાં રહે છે તું વડી ને વિવેકી છે, તારા આગળ નવી તો હજુ બચ્ચું છે?

હીરાં કહે–અમથી નકામી સાકર શું કરવા ઘોળો છો ઘડીએક નવીને સુની તો મુકાતી નથી ચાંદ જેવું મુખડું જોઇ ને તો ચીતડુ ચળી જાય છે.

ગાંડી તું ગાંડુ ગાંડુ શા માટે બોલે છે, નવી તો ઘરનું કામ કાજ કરનાર એક લુડી તરીકે છે, ને તુંતો મારા હૈયાના હાર જેવીછું; અમથી ઓછું શા માટે આણવું, ઝઘડુશા એ કહ્યું—

વા'લી હતી તેમાંજ કાળીગાંઠી ને કંકણુ ઘડાવી આપ્યાં હશે તો એતો જગલાડીને જોઇએ, હુંતો કાંઇ પરણીને આવી છું મને તો નાતરે લાવ્યા છો એટલે મારે તે કાંઇ જોઇએ ? હીરાં બોલી–

ઝઘડુશા—એના કરતાં તારી તુશી કયાં કમ છે તે અમથો લવારો કરી મરૂં છું.

હીરાં બોલી—બુરાનપુરી સાડી લાવીને તો શેઠાણીને સોવરાવીને મેં તો રાંડ જોટવા જોટવાં કરી જન્મારો કાઢ્યો તો એ જોટવાં જોયાં નહીં ?

તરત જડાવ વચમાં બોલી ઉઠી ? એમાં તારા માટી-

નો માલ નથી મારા મહીયરનો માલ છે. તેમાં તું શું કહી દેખાડે છે.

હીરાં કહે—જુઓ ધણીઆતાં થઇ વગર બોલાવે વચમાં બોલવાં આવ્યાં છે, નિર્લજ લાજતો કોઇથી રાખતી નથી. કામકાજમાં ઢંગ ઢાળ બળ્યા હોત તો પણ ઠીક હતું વચમાં હું પીલાઇ મરૂં છું. એતો જેમ કરે તેમ ફાવે કેહેવત છે કે "ભેંસ ખીલાતરાણે કુદે."

જડાવે જવાબ દીધો, હું તો કાંઇ કરતીજ નથી બચારી તેજ તણાઇ મરે છે. વાહાણામાં વેહેલા ઉઠી પાણી વાશીદું કરી રસોડામાં પેશી રસોઇ તૈયાર કરૂં છું વાંસણ માજું છું; રોજને રોજ દલણું દળી શેઠાણીના મુખ આગળ મુકું છું તેમાં તો ડરાવી ડરાવીને મારી નાંખે છે.

હીરાં કહે—હા બધુંએ કરે છે. દીવસમાં બાર વાર તો કુવે બેડાં ફોડવાં જોઇએ, વાસીદામાં તો સાંબેલું હેંડયું જાય, ત્રાંબા પીતળના વાસણોનો તો જાણે રોટલોજ કરવા બેઠી ચોરી ચોરીને પીયરમાં પધરાવવું સૈયરોમાં મા'લાવું ઘરમાંતો ટાંટીઓ ટકેજ શાનો સ્વામીનાથ એના લક્ષણ તો તમને શું કહું, તમારો તો જરાપણ ડરજ રાખતી નથી- ચાંદ ભીંબી ચુંટી આણ્યા છે, હાથમાંથી અરીસો તો હેઠો મુકવોજ નહીં. લોકો તો પછવાડી કાંકરા મારે છે રૂપને રડો. ને મહિલાનું મુખ જોઇ બેશી રહો. મારી જનનીએ જનમ શું કરવા આપ્યો કે મારે કર્મે શોકયની શુળી આવી. મારો જન્મારો ધુળ કર્યો, અને પતિરૂપી પૂર્વ શત્રુના પાસમાં આવી પડી

ઝઘડુશાએ હીરાંને કહ્યું—અલી જક્કીલી તું માનીશ કે નહી અમથી લઢાઇ વધારવાને ઝીભડીનું જોર કરી રહી છે, અદેખાઇના ઉચ્ચાર કરી પ્રભાતમાં નવી સાથે ઝઘડો જમાવવો છે; તારી ઝીભડી ઠેકાણે રાખ્ય નહીતર વાંસો ખરો કરવો પડશે તું તો માણસ છે કે હેવાન.

હીરાં બોલી—હા, એનો અવગુણ શાનો આવે ! જ્યાં ત્યાં વાંક તો મારોસ્તો પહોર દાહાડે પટરાણી પલંગમાંથી ઉઠે છે તેને તો કાંઇ કેહેવાતું નથી ને અહીં કેહેવા આવે છે. હાથે કરી હળવી પાડો એટલે એને ફાવતું જડે, આજ કાલની લું-

હીનું મેં આવ્યું કાંઇ મારૂં આવ્યું; રાંડે પોપટ જેવો બનાવી દીધો છે. કેહેવત છે કે 'ધણીની માનીતી પેચડી બાર ગામ ઉજડ કરે."

જડાવને ઝેર ચઢયું ને ક્રોધાંધ થઇ બોલી—હા અલી તું તો સર્પના જેવી સુંવાળી છુ, વાહાણાની બેઠી બેઠી બાઝવાના બાહાના સોધું છું. અલી ઝેરીલી તને ઝઘડો કરવાનું જોર ઘણું છે. પેટમાં ચુંક આવતી હોય તો અજમો ફાકય. અમથી પેટને બદલે માંથુ શું કરવા કુટે છે, વાંધીલી વાત વાતમાં વાંધો પાડવા બેઠી છું પ્રપંચ કરી પીયર કાઢવી હશે, પણ પરણીને આવી છું કાઢવી તો બહુ કઠણ છે, સ્હેલ નથી.

હીરાં ચડભડીને બોલી,—છટકેલી તું છાની રહે દામ લેનારની દીકરી જાણી તને, તારા માંટીએ માની માનીને મેડીએ ચઢાવી, પણ હું તો તને ઉગમણી ભાગોળેજ ચઢાવું, ઓળખે છે, તારૂં દીવી જેવું ટાચું જોઈ તારો માંટી મોહી જાય પણ હું તો સળગાવીજ મુકું વાર જરાપણ ના કરૂં વકરેલી વાઘણ તારી માએ તેને આંડી વાઢીને બહાર કેમ ના કાઢી કે વિધાતાએ મારા સારૂ શોકય સરજી.

જડાવ બોલી—અલી તારી આંગળીએ વળગી હું આવી નથી હજી ગાળો દઇ ધરાઇ નથી કે શું ઉંચને નીચ તો તારી બોલવાની જાત ઉપરથીજ જણાઈ આવે છે આંખમાં ન ખમાતું હોય તો ચપટી ભરી મીઠું નાંખ રડયા માંટીમાં માલ નથી એટલે તું જે કરે છે તે છાજે છે? બાકી મારા મહિયરીઆ એવાં છે કે તને જીવતીને જીવતીજ બાળી મુકે?

હીરાં કહે—રાંડ તારા બાપને તો છરીવતી છુંદી નાંખું, ને તારી માને તો પાળીવડે મોઝું, તેઓ શું કરનાર છે, તારા ભાઇને તો ઉગમણી ભાગોળે ભોગ આલું ને તારા કાકા કાકીને તો કાળીકાને મંદિરે ચઢાવું; તારી ભોજાઇને ને ભગનીને ભોંયમાં ભંડારૂં, તારા પીયરીયાંના ડરથી હું કાંઇ ડરી જવાની નથી તું ના જાણીશ કે હું એકલી છું, પણ મારી પછાડી તો આવડા આવડા દાંતવાળા છે.

જડાવે જવાબ દીધો, નામજાદી તારી બધી હોજ મેં જોઇ છે, તારી હોઇના ફંદથી આખું જગત જાહેર છે તારા

કાકાએ દીકરીના દામ લીધા, ને તારી માતો કોદરા વગર રઝળી રઝળીને મરી ગઇ, તારા બાપનું બારમું તો કરવા મળ્યું નથી તેને તો લીંબડે લટકાવ્યો છે, એજ તારૂં મહીયર કે બીજું તું વારૂં શું મોઢું લઇ બોલવા આવતી હઇશ.

હીરાં બોલી—અલી જાત તો નોંધારી જણાઇ આવે છે, નીચના મુખમાંથીજ નીચ વેણ નિસરે, બાપ તો પારકે ઘેર પેટ ભરે છે, ને ભાઇ તો હજું કુંવારો ઢોર રઝળે છે, તું મને શું બોલાવે છે, તારા બાપને પાંચ હજારના દાંમ લીધા તારે તો આ માંટીનું મુખ જોવા પામી છું નહીં તો ક્યાંએ રઝળી રઝળીને મરી જાત; જોડે બેહેન પણ એવી નીસરી કે, બનેવીને રડતો કરી હાથ મારી ચાલતી થઇ, ફુઇ ફુંદ બોરી ત્યાં મારી શોકય ભત્રીજી તે કયાંથી સારી હોય. “ઘડા તેવી ઠીકરી ને મા તેવી દીકરી.”

જડાવ કેહેવા લાગી—આમ મેહેણા મારેથી કાંઇ તારી દાઝ હોલાવાની નથી, પતિને ફોસલાવી પટાવી ચઢાવીશ પણ એમ કાંઇ માંટીના માન મળવાના નથી, ને તને ઠચરીને જોઇ મોહી પણ જવાનો નથી.

હીરાં બોલી—રાંડ તારા પીયરતો સૂડતાળો બેઠો છે. ખાવા ખંટી તો છે નહીં, બાપે ખાવા લીધા તારે તો બાજરા ભેળા થયા છે, મહીયરમાં દીઠું હોય તો માંટીને ઘેર મન મોકળુ રાખે ને ચીપાસણી પેટ પોશામાંજ સમજી છે તારા હાથથી ખાવાનું હોય તો પેટ પણ બાળી નાંખે?

જડાવ બોલી—દાતારની દીકરી જોઇ તને પીયરમાં બાહાર ઉભુ રહેવાનું ઠેકાણું તો નથી, સદાયનો સૂડતાળો ને જ્યાં જોઇએ ત્યાં ખંભાતી, મારા મહીયરમાં તો એ આનંદ છે, ખારીલી તારાથી ના ખવાય તો હૈયુને પેટ બે કુટી માંથુ ફોડ.

હીરાં કહે-ચળેલી તને તો લઢવાનો ચાળો વધ્યો છે, તેથી જીભડીનું જોર કરી મરે છે, સારા સારા વસ્ત્ર ભુષણ મેં માગ્યાં માંટી આણી આપે છે, તેમાંજ ફાટી ફાટી ફરૂં છું જો પુરૂષમાં પાણી હોય તો તારો કેવારનોએ નાદ ઉતારી નાંખે.

જડાવ બોલી-હા ભોળી ભકતાણી, મુવા મડદા ઉપર રહી

ખાનારી ધણીને ભોટ બનાવી ભોંય ખોતરાવનારી, જાણે માં-ટીને વેચાણજ ના લીધો હોય—

હીરાં બોલી-પેલા જતી પાસે માંટીને મુઠ મરાવીતી તે કે તું બીજી; સારા નસીબે ભુવાને બોલાવી વળાવી નહીં તો પતિને કયારનોએ પરભવમાં પોહોચાડી દીધો હોત.

જડાવ કહે-તું જાદુગરી કયારે ઓછી છે, અડદ, સીંદુરને લીંબુ મને ઘણાએ ઓડાળ્યા પણ મારો તો*પણ દુટયો નહીં.

હીરાં બોલી-છેક નફ્ટ થઇ માંથે છેડો નાંખે તેને શું. "જેણે મુકી લાજ તેને નાહાનું સરખુ રાજ" "નાગું નાહશે શું ને નીચોવે શું" "નફ્ટના ફુલે બાવળીએ. તો કહેશે મને છાંયડો."

ઝંઝીલી જડાવ બોલી-મારી નાહાની શોકય નાગીતો તું નવાંથી જણાય છે, કામણગારી કુડકપટની ભરેલી શાણી હતી તો શોકય શું કરવા આણવા દીધી. હાંપળી હતી, હૈયુ પુટયું તું, ખબર ન્હોતી કે શોકયનું સાલ હાવું હોય છે. રાંડ નાગી પેટ ચોળીને પીડા ઉભી કીધી છે ને હવે પસ્તાવો કરી પેટ કુટે શું વળવાનું છે.

હીરાં કપાળ કુટી બોલી-મેં અત્યારસુધી કરકસર કરી ઘર સંસાર ચલાવ્યો તે ઉપર પાણી ફેરવ્યું. આ રાંડ જમ જેવીને તૈયાર રસોઇ જમવાને મારા હેતે હોડાડી સંસાર સુખમાં પુળો મુકયો? રાંડ ફુવડે ઘુવડની જીભ ગળાવી પતીને સાવ ઘુડ જેવો કરી મુકયો છે; આતો કહેવત જેવું થયું છે કે 'ખોદે કોળ ને ભોગવે ભોરીંગ.'

જડાવ કહેવા લાગી-ગાડા તળે શ્વાન ચાલતો હોય તો મનમાં કહેશે, ભાર હુંજ ખેંચુ છું. "ટીટોડી ઉંચા પગ કરી તરૂને ભરાવી સુઈ રહેતો કહેશે આભને હુંજ ઝીલુ છું તારો માંટી તારા કહ્યામાં હોય તો તારા કબજામાં રાખ્ય ને હુંતો તારી દાશી બની તારા તેજમાં તણાવાની નથી સમજી.

હીરાં બોલી-તારો માંટી તને મોહી રહ્યો છે તો ખવાસની પેઠે તને ખમા ખમા કરશે તારો તોર તેને દેખાડ અહીં કોને કહી બતાવે છે.

જડાવ બોલી-નામજાદી ભીખારીની દીકરી, તારી જાત

મારી આગળ શું પ્રકાશે છે. હુડાળાની કુતરી માફક હુડકવા હાલ્યો છે કે શું મને છેડી તું શું સાર કાઢવાની હતી.

બંનેના કાળજાં કુતરાએ ખાધાં, વાત વધી પડી, ઝાંપડીઓ પાછી એકમેક ઝોડની માફક બાઝાઓ; જુનીએ ઉઠીને નવીનાં ઝટીઆં ઝાલી મુક્કીઓનો માર મારવા લાગી; એટલે નવીએ ચુડી મારી જુનીની ભમ્મર ફોડી નાખી ખોબરી કરી. જુનીએ ઇંટ મારી નવીને લોહી ચુતી કરી; નવી ધોકણું લેવા ઓરડામાં ધશી, ત્યારે જુની સાંબેલુ લઇ સામી થઈ, ચોક વચ્ચે ચિસાચિસ થઈ રહી; બંનેના ચોટલા છુટા થઈ ગયા ને ચીંદરડાં થઇ લટકવા લાગ્યાં. ઝઘડુશાએ ઉઠી બંનેને બાથમાં લઇ ભોંય સરસી પછાડી; ત્યારે બંને એકત્ર થઇ ઝઘડુશાને આહાપાક આપવા માંડયો, ઝઘડુશાએ લે રાંડ લેતી જા, લે રાંડ લેતી જા એમ કહી બુમરાણુ કરી મુકયું? આડોશી પાડોશી ને રસ્તાના લોકો ભરાઈ ગયા ભવાઇ ભારે થઇ, જુની ચોકમાં મોહ વાળી બેઠી, અને નવીએ ઓસરીના ખુણામાં ભરાઈ છાજીઆં લેવાં શરૂ કર્યાં, ઝઘડુશા કપાળ કુટવા લાગ્યો. ને લોકો હાંશી કરી કહેવા લાગ્યા જુવો બે બાયડીના વર જુવો બે બાયડીના વર, વળી કોઇ ટીંખળી કહેવા લાગ્યો. ચાલ્યા આ તો કહાનગોપીની રમ્મત ગમ્મત કરવા માંડીછે. કંઇક નવી જુનીને ચઢાવવા લાગ્યા તેથી ઝઘડુશાએ ઉઠી સઘળાને ધમકાવી બ્હાર કાઢી મુકયા; પછી પેટ કુટી પસ્તાવો કરવા લાગ્યો?

મારૂં કરમ ફુટેલું તે મેં જાણી બુજી બે બૈરીઓ કરી બળાપો વોરી લીધો, હાથનાં કર્યાં હૈએ વાગ્યાં, આ પીડા કોને કહું. કહેનાર વેગળા રહ્યા પણ વેઠવું મારે પડયું; મને આવી મતી કયાં સુજી પેણીમાંથી ચુલમાં પડયો. પરણવા જતાં આડો સર્પ કેમ ના ઉતર્યો. આ રાંડો રીંછણો સાથે જન્મારો શી રીતે પુરો કરીશ અજ્ઞાનથી છેકજ અંધ બની ગયો આ રાંડોના દુઃખથી મારૂ શરીર સોસાઇ ગયું, દ્વિત્રિયાના દુઃખથી તો મરવું સારૂં, મારૂં જીવન છુટી પડયું. નાહાના છેકરાઓ પણ મારી દારાઓના દેખાવથી મારી પુંઠે હસે છે, હાય હાય જેના પુર્ણ ભોગ હોય તેજ બે બૈરીઓ કરે?

જડાવ બોલી—આ માવડી મોચો માંટી મારા કર્મે કયાંથી

ભાગ્યો. મારા મા બાપે શુળી કેમ ના જોઇ કે આ શોકય ઉપર દીધી, તુચ્છ લાજના લોભથી વા'લી પુત્રીના ગળે પાળી મુકી, આ કુળમાં આગ્ય કેમ ના ઉઠી; માડી તેં ગળથુથીમાં ઝેર કેમ ના દીધું, કે ધગધગતી હૈયાહોળીમાં હોમી, નખો- દીઆ માત પીતા તમે પૂર્વજન્મના વૈરી કયાંથી નીસર્યા વિરા તારો વંશ જજો કે ભગનીને સંકટના સાગરમાં સુવાડી બો- ળારા ગોર તારૂં જડા મુળથી જજો; કે મંગળફેરા ફેરવી ધગ ધગતા અંગારામાં હોમી.

જડાવ બોલતી બંધ રહી એટલે હીરાનો વારો આવ્યો, તે બોલી સાસુ તારૂ સત્યાનાશ કેમ ના ગયું, સસરા તને શુળીએ કેમ ના દીધો, જેઠ તને પ્રથમથી જમ કેમ તાણી લઈ ગયા નહીં, દીયર તારો દાટ વળી જજો કે મારા કર્મે તારો ભાઈ ભાગ્યો? નણંદ દેરાણી જઠાણી તમારૂં દશે વાટે જજો, તમે મને પરણાવી લાવ્યા ન હોત તો આટલા વરશે મારે શોકયની શુળી આવવા પામત નહીં, મારા માબાપ મરી ગયા ને ધણીએ શોકયની શુળીમાં પરોવી હવે કોઇ મારૂં રહ્યું નહીં; દુઃખની દાઝો કોના આગળ જઇ કહું, હે ધરા માત હવે તું માગ આપે તો હું અંદર સમાઈ જાઉ.

એવી રીતના એક પછી એક ભાષણો ચાલવા માંડયા, ગધડુશા ઉભો ઉભો ઝુરવા લાગ્યો, પછી કંટાળીને જુનીને કેહેવા લાગ્યો.

અલી હવે જંપીશ કે નહીં. મ્હેણાં મ્હેણી દેતી છા- ની રહે, આમ કોળી કાછીઆની માફક વદનમાંથી વેણ કાઢી વ્યર્થ વગોણું કરી લોકો શા સારૂ હસાવે છે; હવે રાંધવા માં- ડને ઊનું પાણી મુકી આપ કે હું નાહી સેવા કરી જમીને બજારમાં જાઉં.

હીરાં કહે—મારૂં નામ દીધું તો તમારી વાત તમે જા- ણી. તમે તો તમારૂં ધણી પોત રાખ્યું તે જાણ્યું માનીતી રાણીના મુખમાંથી તો ફુલ ખરે છે જેટલે ત્યાં તો કાંઇ કે- હેવાતું નથી, ને આંહી આ બાકી રહ્યું છે તે કેહેવા આવ્યા છો, નવી વ્હાલી હેમ જેવી ને હું રાંડ જુની તે તો ઝેર જેવી બંનેને બરોબર રાખી હોત તો આમાનું કાંઇએ થાત?

ઝઘડુશાએ કહ્યું—હવે તું છાની રહે, કલેશ વધાર માં, અમથી લોહી ઉકાળો કરી માથામાં ધુળ ઘાલવાને તૈયાર થઈ છે, કયેકમાં પાણી પડયું તે ન પડયું થનાર છે, માટે બંને સંપસંપીને ચાલો તો સારૂ છે, નાતમાં ઠામ ઠામ બે બૈરીઓ નિહાળું છું, કાંઇ તારા ઉપર નવી શોકય લાવ્યો નથી, દા'ડી દા'ડી લડીને લોકોને ભવાડો દેખાડે છે, હવેથી જો ચુડીને વેણ વઢી છે તો ચૌદમા રત્નથી ચુરોજ કરી નાંખીશ.

હીરાં બોલી—ચૌદમું રત્ન તો તમારી વ્હાલી હોય તે નેજ આપો આંખે ન ખમાતી હઉ તો અન્ન આભ્રણ આપો એટલે જુદી રહું ઘણાએ દાહાડા તમારા હુંકારા દુંકારા સહ્યાં, હવે તમારી વ્હાલી હોય તેના ઉપર હુકમ કરો.

ગઘડુશા કાયર થયો ને નવીને કેહેવા લાગો, હવે તું બોલતી બંધ રહે છે કે નહીં; રાડ મુકી રાંધવાનું સુજે છે! જેમ જેમ વારૂં છું તેમ તેમ રાંડોને બમણું સુર ચઢે છે. રંડા ઘાંચણ મોચણની પેઠે મોંમાંથી કુવાકય કાઢતાં લજવાતી પણ નથી, કાળછારી મોટીનું જરા તો માન રાખવું કે નહીં?

નાસકોરાં કુલાવી નવી બોલી,—રડયા તારો હાથ ઝાલીને મેં મારો ભવ બાળ્યો, ઘરમાં તારૂ ચલણ નહોતું તો પરણવા શું કરવા આવ્યો હતો, જુની જાગાનું મેં જોઇ બેસી રેહેવું તું, મારા મનખાના કાંકરા કરી નાંખ્યા, હું કયાં સુધી મન મારીને રહું, આ ભુંડાથી તો મુડો સારો તારામાં શા ઢંગ બળ્યા મને શું જોઇ બોલાવવા આવે છે, બોલાવ્ય તારી વ્હાલી હોય તેને, કોઇ દિવસ નિરાંતે ઠરીને તારા ઘરમાં બેઠી નહીં, સારૂ ઓઢયું નહીં, પહેર્યું નહીં, ખાધું નહીં પીધું નહીં, રોજને રોજ સવારથી સળગતી હોળી, હું તો ધીકી જાઉં છું ધરાઇ ગઈ આ ઘરથી હવે તો કેદખાનુ સારૂં.

બંને જણીઓ ઝઘડુશાનો અનાદર કર્યો, કોઇએ કાંઇ સાંભળ્યું નહીં, પાણીથી પણ પાતળો કરી મુકયો, બે બૈરીમાંથી કોઇએ મા'રો દીધો નહીં, ઝઘડુશા ઝાંઝ કરી ઉઠયો ને પોકાવડે નવીની કમ્મર ધોઇ નાંખી, જુની નાસવા ગઇ તેને પણ એક ઝપાટો એવો લગાવ્યો કે તે પણ મોભર જઈ પડી, બંનેને પુરી પડતાલી, નવીનું કપાળ અને જુનીનું શીર

કુટયું. આથી તો જોયા જેવું થયું. જુની કુવા ભણી દોડી, ડી બોલી, લે મુવા હું હવે કુવામાં પડી તને જીવ આપું છું તેટલામાં નવીએ ટાંકાનું ઢાકણું ઉઘાડી માંહી પડવા તકાવ્યું ત્યારે ઝઘડુશાએ કાયર થઇને ફાંસો ખાવા દોરડું ડોકમાં નાં-ખ્યું, ત્રણેનો તાલ જુદો થયો. સગાંવ્હાલાંને ખબર પડતાં તરત ત્યાં આગળ તેઓ દોડી આવ્યાં, અને ત્રણેને જોરથી ઝાલી સમજાવીને ઠંડા પાડયાં, પાણી પાઇ શાન્ત કર્યા અને ભેગા થયેલા સર્વ માણસોને વીખેરી નાંખી નવી તથા જુનીને શીખામણ આપી સૌ સૌના ઘર તરફ ચાલતાં થયાં.

જુઓ બે બૈરીના ફળ, ઘેર ઘેર માટીના ચુલા છે, આ ઘરની કાંઈ નવાઈ નથી પણ ભાઇઓ જે બે બૈરી કરો તે વિચારીને બે હાથી ઘરમાં લાવી બાંધજો.

ત્રણે જણ તે દાહાડે ભુખ્યા મુવા અને બે બૈરીમાંથી કોઇએ કાંઇ રાંધ્યું નહીં.

## પ્રકરણ ૩ જું.

### "ઝઘડુશાનો બળાપો."

બીજે દિવસે બન્ને જણીઓ જુદી રહી, જુનીએ આ-ગલે માળ જુદું રાંધ્યું ત્યારે નવીએ પાછલે માળ રાંધ્યું, ઘણા લોકોએ સમજાવીઓ પણ બંનેમાંથી કોઈએ કાંઈ ગણ-ગાર્યું નહીં, પતિ ભુખે મુવો તેની કોઇએ દરકાર રાખી નહીં, બંને જણીઓએ પેટપુર હોજરા ભર્યાં, પણ ઝગડુશા તો બચારો ઝોકા ખાતો રહ્યો, અંતે કોઇએ ખાવા બોલાવ્યો ન-હીં ત્યારે થાકીને હેઠલી ઓરડીમાં ચુલો સળગાવી તે દિવસે તો હાથે ઓરી ખાધું.

રાત પડી ત્યારે બન્નેને પોતાના સુવાના ઓરડા નજીક બોલાવી ધીમે રહી બોલ્યો—જુવો તમે બંનેને સરખી રીતે રાખી નહીં, તેની તમારી પાસે હાથ જોડી માફી માગું છું; માટે હવે વઢીને આપણા બાપદાદાની આબરૂના કાંકરા કરશો નહીં, હું તમો બંનેને સરખી રીતે રાખીશ, મારે તો બંને જણીઓ બરાબર છે.

ઝઘડુશાના મીણ જેવાં શબ્દ સાંભળી બંને નરમ અંતઃકરણની થઇ ગઇ અને બેમાંથી એકે ચું કે ચાં કીધુ

નહીં. ત્રણેની ટોળી એક થઇ ગઇ, જાણે કોઇ લઢયુંજ નથી, એમ ત્રણેનું મન એક થઇ ગયું ને તે રાત્રી ત્રણે જણે મળી સુખમાં નિર્ગમન કરી.

પ્રભાતમાં સૂર્યના ઉગ્યા પહેલાં નવીએ પાણી વાશીદું કીધુ બાદ રસોડામાં પેશી રસોઈ કરવા બેઠી, જુનીએ ઉઠીને જોયું તો નવીને રસોડામાં રસોઇ કરતી દીઠી, કાંઇ બોલી નહીં બહારનું કામકાજ કરી તે પણ રસોડામાં પેઠી, બંને જાણીઓ એ મળી રાંધ્યું, અને ઝઘડુશાને ઉના પાણીએ નવરાવી સારી પેઠે જમાડ્યા, વાત વિસારે પડી, પતિએ બંનેને સરખી રીતે રાખવા માંડી અને સેહજસાજ સુખનાં દાહાડા ચાલ્યા;

દીવાળી આવી સારાં સારાં લૂગડાં, ઘરેણા પેહેરવા જોઇએ તે બંનેને ઝઘડુશાએ સરખી રીતે વેહેંચી આપી ખુશી કરી, રાત પડી એટલે ઝઘડુશા વિચારમાં પડયો આજ કોના ઓરડે સુવા પઉં, નવીને ત્યાંજ જાઉં નહીં તો રાંડ રોળ મચાવી મુકશે, જુની સમજુ છે એટલે કાંઇ બોલશે નહીં, વચલા માળ જુનીને રાખી હતી, અને નવીને ત્રીજેમાળ રાખી ત્રીજે માળ ચઢવાની સીડીવાળાજ ઓરડામાં જુની રહેતી હતી, રાત્રે ઝઘડુશા કામકાજથી ફારગત થઇ જુનીવાળા ઓરડામાં થઇ ત્રીજે માળ જવા સીડીએ ચડવા લાગ્યો. જુની આ વખત નીસરણીની નજીકજ બેઠી હતી, પાંચ સાત પગથીઆં ચઢયો નહીં તેટલામાં તો ઝઘડુશાના ટાંટીઆ ઝાલી જુની બોલી—

જાઓ છો કયાં આજ તો અહિંયાંનો વારો છે, ઝઘડુશાએ કીધું અલી જક્કીલી જવા દે કાલ તારે ત્યાં આવીશ, એમ ભાષણ ચાલે છે તેટલામાં તો નવી તડુકા કરતી ઉપરથી બે ત્રણ પગથીઆં નીચે આવી. ઝઘડુશાની ચોટલી પકડી બોલી, ઉપર આવો છો કે નહીં નહીં તો ચોટલી પીંખી નાંખીશ, રોજ રોજ એ રાંડ ઠચરી બહુ * * લાગે છે.

ઝઘડુશાના વાળ તણાવા લાગ્યા, ને આંખમાંથી પાણી આવવા માંડયું, પણ બેમાંથી એકે છોડયો નહીં, ત્યારે બુમ પાડી બોલ્યો–ઓ રાંડ નવી કરકશા ચોટી મુકી દે મારાં તો પળીઆં પિંજાઇ ગયાં, મારે તો કોઇને ત્યાં જવું નથી,

અલી જુની રાંડ ઝાંપડી મને જવા દે મારો તો ટાંટીઓ તણાઈ જાય છે. એમ બુમરાણ કરી મુકી પણ સાંભળે જ કોણ, બેમાંથી એકકે હઠ છોડી નહીં ત્યારે જુનીએ જોરથી ટાંટીઓ તાણ્યો, એટલે નવીના હાથમાંથી ચોટી ચટ દઇને ખશી ગઇ ને હાથમાં એકલા નિમાળાના ગુંછળાં રહી ગયાં, નવીના હાથમાંથી ચોટી છુટી કે ભરડડભુસ કરતો ઝઘડુશા ઉપરથી હેઠો આવ્યો, ને કે'ડા રંગાઈ ગઈ, ઓય બાપરે કરતો ઉભો થયો ને પાસે પડેલા બુધાવતી બંને ? પરસાદી આપી, જેવો આવ્યો હતો તેવોજ પાછો જઇ પથારીમાં સોચ કરતો સુતો.

હાય હાય, આતે પ્રાણ પ્યારીઓ કે પ્રાણ હારીઓ, આ તે નારીઓ કે ઝેરી નાગેણો, આતે ત્રિયાઓ કે ત્રાસ દેનારીઓ, આતે ભામીનીઓ કે પતિનો ભોગ લેનારીઓ, આ તે સ્ત્રીઓ કે માથું કાપનાર અસ્ત્રીઓ, આતો મારી વા'લીઓ કે ફાડીખાનાર વાઘેણો, આતે બે બૈરીઓ કે બોકડાઓ, શીવ, શીવ, શીવ, આતે મેં શું કર્યું, મેં મુર્ખાએ બે હાથણો બાંધતાં કાંઇ પણ વીચાર ના કર્યો, પુત્રની વાંછનાએ પાસમાં પડી મેં મારા સંસાર સુખનું સત્યાનાશ વાળી નાખ્યું, છોકરાઓ સ્વર્ગમાં શું દુધ દોવરાવનારા હતાં, આજ કાલ એક સ્ત્રીથી સુખ મળવું મુશ્કેલ છે, તો દ્વિત્રિયાથી તો કયાંથીજ મળે, ભવિષ્યમાં એક સ્ત્રી છતાં પુત્રની પ્રાપ્તિ નહીં મળે તો બીજી સ્ત્રી કરે શું વળવાનું હતું, પ્રભુ પ્રભુ તે સર્વે આળપંપાળને બે બૈરીઓ કરવાના ખોટા બહાના છે.

અરેરે હવે મારે શું કરવું, જુની રાંડ સારી હતી તે પણ નવીની સોબતથી તેના જેવી થઇ, પ્રભુ પ્રભુ હવે તો બેમાંથી એક ઓછી થાય તો સુખી થાઉં કે વચમાંથી હું જાઉં તો સુખી થાઉં, તે શિવાય તો આ ભવમાં ઠરી ઠામ બેસવાનું ઠેકાણું નથી.

ચેતન તારૂં ચિત્ત કયાં ચળી ગયું, તને આ શું સુઝયું, મારી મતી કેમ ભ્રષ્ટ કરી નાંખી કે જેથી મને આવી બુદ્ધ સુઝી, ભાઈઓ હું ભુલ્યો પણ તમે કોઇ બે બૈરી કરી, ભવકુપમાં ભટકાશો નહીં.

(દુહો.)

પીંપળ પાન ખરંતા, હસ્તી કુંપળીયાં;
મુજ વીતી તુજ વિતશે, ધીરી બાપડીયાં.

એવી રીતનો પ્રશ્ચાતાપ કરતો ઝઘડુશા ઉંઘમાં ઝબ્ક્વા લાગ્યો, બાદ કેટલીકવારે બગાસાએ ખુધુ લઇ નિંદ્રાદેવીને વશ કરી દીધો.

## પ્રકરણ ૪ થું.

"જડાવ ઝગડુશાને ઝેર દઇ જોગી સાથે જતી રહી."

આવી રીતે કેટલાક દિવસ ચાલ્યું, ઝઘડુશાએ બંનેને વચન કેહેવું બંધ કરી દીધું. પાછળથી જુવાન જડાવ ઝાલી રહી નહીં, આપ મતલબી સ્વછંદપણે ફરવા લાગી, દીકરો લેવાને ને ધણીને વશ કરવાને, જોગી જતીના ધામ ધુડવા લાગી, ઘરમાંથી ઘરાણું ચોરી દોરા ચીઠીઓની દોડધામ કરવા માંડી, દુષ્ટ સ્ત્રીઓની સંગતથી વ્યભિચારીણી થઇ, ઘરમાં તો ઘડી ટાંટીઓજ ટકતો નહી, કોઇ નવોસવો જોગી આવતો તો તેની પાસે પેહેલા જતીને ગાંઠનું ખવરાવી ગોપીચંદ થતી, ઘણા ઢોંગી પુરૂષો તેની પાસેથી દીકરો આપવાને બાહાને, પૈસા ધુતી લઇ દુષ્ટ મુરાદ હાંસલ કરતા,

ઝઘડુશાને આ બાબતની માલમ પડતી છતાં, તેના દુષ્ટ સ્વભાવના અનુભવથી બીચારો એક પણ શબ્દ બોલી શકતો નહીં,

અંતે નવીએ નીકળી જવાનું મન સાથે નક્કી કર્યું, તેના મકાનની પડોશના મંદિરમાં એક લંપટ કરી જોગી રહેતો હતો, તેની સાથે પોતે સારી રીતે પ્યારમાં પડી હતી, એક દિવસે ઘરમાં ઘણો કજીઓ થયો તેથી કંટાળીને જોગી પાસે આવી વિનતિ કરી બોલી—

માહારાજ હવે મને ગમે ત્યાં લઇને નાશી જાઓ, નહી તો હું તો કુવો હવાડો કે ઝેર ખાઇ મરી જઇશ, મારાથી તો આ ઘરમાં હવે અધ ઘડી પણ રહેવાશે નહીં, હું તમારી દાસી થઇને દા'ડી તમારૂં કામકાજ કરીશ ને તમારી મરજી મુજબ ચાલીશ,

"ભાવતું હતું ને વૈદ્ય કીધું" જોગી બોલ્યો—જડાવ દીલજાન તારે જરા પણ ડરવું નહીં, તારી ઇચ્છા હોય તો આજ રાત્રે આપણે બંને ઉપડી જઇએ, હું તો તારો તાબેદાર છું તું કહે તેમ ચાલવા તૈયાર છું. પછી કેમ?

જડાવ બોલી—પણ મહારાજ એ તો ખરૂં પરંતુ મારો ધણી જાગતો હોય ત્યાં સુધી મારાથી ઘરની બહાર નિસરાય નહીં, તેની કાંઇ તદબીર?

જોગી એક પડીકામાં ભુકી આપી બોલ્યો; લે આ ભુકી છે તેને આ સુતી વખત તારા પતિને પાણીમાં પીંગળાવી પાઇ દેજે, બેડો પાર; તરતજ ઉંઘી જશે ને સવારે ઉઠશે, બરોબર ઉંઘાઇ જાય કે તું તરત ઘરમાંથી આળોગોળોવાળી સપ્તઋષિના આરા આગળ માહાદેવની મઢુલીમાં આવી મળજે, હું પણ અત્યારે મારા ગુરૂના થોથાં પોથાં લઇ, સાધન કરવાનું નામ દઇ ત્યાં જઇ તારી વાટ જોતો બેસું છું. પણ દાવ મારવામાં ભુલતી નહીં હો! કારણ કે આપણા માટે વાટ ખરચી સારી જોઇશું, ને વળી જ્યાં જઇશું ત્યાં ખાવા પીવાનું પણ જોઇશું વળી હાલ કાંઈ આપણાથી ચાસન ફરાવાનું નથી, તેથી ધંધો રોજગાર પણ થશે નહીં ને છાના રેહેવું પડશે.

જડાવે કહ્યું—મહારાજ આ પડીકેથી પતિ મરી તો જશે નહીં, તેમ થશે ને આપડે પકડાઇ જઇશું, તો પુરી કમ્બખ્તી થશે ને ફાંસીના લાકડે લટકવું પડશે?

જોગી કહે—જડાવ તારે જરા બીવું નહીં, એમાં કાંઈ ઝેર નથી કે તે મરી જાય, ફકત તેમાં ઉંઘનીજ દવા છે, પડીકું પાઇશ કે તરતજ ઉંઘી જવાનો છે. બીજું કશું થશે નહીં, હવે તું જાને સઘળું, કામ પેચપોચાડ.

જડાવ વારૂ કહી પડીકું લઇ પાધરી ઘેર આવી, અને રાતના ઝઘડુશાને જોગીએ આપેલું પડીકું પાણીમાં પીંગળાવી પાઈ દીધું, આ સિવાય વશ કરવાને બાહાને ઉચ્છિષ્ટ વસ્તુઓ તો ઝઘડુશાના પેટમાં જડાવે કેટલી એક હોમી દીધી હતી. કેફથી ઝઘડુશાની આંખમાં ઝોકાં આવવા લાગ્યાં, આજ આટલી બધી ઉંઘ કેમ આવે છે. શરીરને કાંઇ ચેન પડતું

નથી, એમ વિચારમાં ને વિચારમાં ઝઘડુશા પથારીમાં જઇ પડયો, પડયો તે પડયો,, પડતાં વારજ ઘસઘસાટ ઘોરવા લાગ્યો! હાથ પગ હાલતાં બંધ થઇ ગયા, જાણે સદાને માટે જ સૂતો ના હોય ?

જડાવે જોયું હા ? હવે ઠીક લાગ છે, આ અભાગીઓ હવે ભર ઉંઘમાં પડયો છે માટે હમણા જાગે તેમ જણાતું નથી. માટે ચાલ, દાગીના લઈ ચંપત થઇ જાઉં જોગી મહારાજ વાટ જોઈ બેસી રહ્યા હશે.

તરત ઉઠીને ઝઘડુશાને કમ્મરેથી કુંચીઓ છોડી કબાટ ઉઘાડી અંદરથી દાગીના કાઢયા, ને એક દાભડામાં ભર્યા, સાથે લાગ્યા બે ત્રણ સાડીના ડુચા હતા તે પણ બગલમાં મારી લીધાં, ને આસ્તે રહી ઓરડાના કમાડ ઉઘાડી ઝપાટાબંધ ઓરડો ઓળંગી નીચે ઉતરી પડી. અને અતિ ત્વરાથી સપ્ત રૂષીના આરાવાળી માધેવની મહુલીમાં જોગીને જઈમળી. જોગી પણ તેણીનીજ માળા જપ્યા કરતો હતો જોગીએ જડાવને જોઈ પુછયું કોણ જડાવ તું આવી કે? જડાવે કહ્યું—હા માહારાજ હું આવી, પણ હવે તાકીદ કરો હ્યાંથી ગચ્છંતી કરી જઇયે નહીતો વળી કોઈ આવી ચઢયું તો ભરમ ભાગી જશે. જોગી બોલ્યો, પણ પેલો દાગીનાનો દાભડો કયાં છે ભુલીતો નથી? જડાવે કહ્યું—નાના મહારાજ તે તો કેમ ભુલું ! મારી સાથેજ આણ્યો છે, તમારે જરાએ ચિંતા રાખવી નહીં.

જોગીએ કહ્યું—મારા હાથમાં લાવ જોઇએ, જડાવે તરત દાગીનાનો દાભડો જોગીના હાથમાં મુકયો, અને દાભડો ભારેસલ જોઈ જોગી બોલ્યો—જડાવ તેં તો ભલી કરી છે હો? હું તો જાણતો હતો કે જડાવ મને જોગીને મશ્કરીમાં ઉડાવાનું કરે છે, માટે મેંતો હા કીધી કે જરા તેનું પાણી તો જોઉં, પણ તું તો એક એટંકી જણાણી, જાણે વીજળીની માફક વખતસર આવીને ઉભીજ રહી છે.

જડાવ ખુશી થઈ બોલી—મહારાજ મને તે કાંઇ કાચી ભોળી ભાળી કે શું ! ભલભલા પુરૂષોને ભોળવી, ભીખ મગાવી દઉં, તમે નજરેનજર જોયું ના!

જોગી કહે–હા? હા? એ વાતે તો તું ઘણીજ કાબેલ ને હુંશીયાર જણાય છે, તારા જેવું હુશીયાર રત્ન નૌત્તમપુરાંમાં હું એક પણ નિહાળતો નથી.

એમ વાતવિનોદ કરતાં, બંને જણા તે મઢુલીમાંથી બહાર નીસરી પોહોર રાત્રી પસાર થતા નેત્રાંધો આખરૂને અળગી કરી દુર દેશના વિકટ પંથે પોબારા ગણી ગયા.

## પ્રકરણ ૫ મું.

### "ઝઘડુશા જખમારીને રહ્યા."

પ્રાતઃકાળ થયો હીરાં પોતાના ઓરડામાંથી ઉઠીને ઘરનું કામકાજ કરવા લાગી; પણ જડાવને જોઇ નહીં, આજ શેઠાણી કેમ ઉઠયાં નથી. આઠ વાગ્યાનો અમલ થવા આવ્યો પણ આંખ ઉઘડેજ શાની, હુંજ રાંડ હાથે કરી ભશીડો કરી મરૂં છું, પહોર દીવસ ચઢયો પણ પથારીમાંથી પગ લોંય કયાં મુકાય છે, રાંડને રંડવો બંને બરોબર છે.

આમ બડબડાટ કરતી હીરાં ઉપર ચઢીને જુવે છે તો નવીના ઓરડાનાં દ્વાર અળગા દીઠાં, ધસમસ્તી અંદર ધશી, જઇને જુવે શું? કે શેઠ લાંબી સોડતાણી સુતા હતા, અને ત્રીજોરીનું કબાટ ખુલ્લુ પડેલું હતું, લુગડાં આમ તેમ વીખરાઇ ગયાં હતાં વળી જડાવ જોવામાં આવી નહીં તેથી હીરાંને પક્કો વહેમ પડયો, ને એક પછી એક કબાટના ખાના ઉઘાડી જોવા માંડયું. માંહી કાંઇ મળે નહી સર્વ ખાલી ખમ દીઠાં; હીરાં ગાભરી ગાભરી પાછી ફરી, ઝઘડુશાને જગાડવા ઢંઢોળવા લાગી.

'સ્વામીનાથ? સ્વામીનાથ? ઉઠોને હજી શું સુઇ રહ્યા છો, પોહોર દીવસ ચઢી ગયો ને હજી કેમ ઉઠતા નથી પેલી ગોઝારી તો રાંડ ગજબ કરી ગઇ જણાય છે, કબાટ ખુલ્લું પડેલું છે, ને તેમાં દાગીના તો સુદ્દલ દેખાતા નથી, ઘણો ઢંઢોળ્યો પણ ઝઘડુશાનો જીવ તો દસમેદ્વાર પડેલો હતો તે કોણ જવાબ દે, પતિના મોમાંથી સ્વાસના ફુંફાટા નીકળતા જોઇ હીરાં તરત જાણી ગઇ કે આમને તો રાંડે ઝેર ખવરાવી

જતી રહી જણાય છે, હીરાં એકદમ બેબાકળી બની ગઈ ને તે બુમરાણ કરી રાડો પાડવા લાગી. હાય હાય ગજબ થઇ ગયોરે મારી માડીઓ, કોઈ આવજોરે આવજો, રાંડ નવી મારા ધણીને ઝેર ખવરાવી કયાંક નાશી ગઇ છે રે મારા માબાપ, આમ ધાંધલ કરી છાતી ને માથુ કુટવા મંડી પડી.

જુનીની બુમથી આડોશી પાડોશીને બાહારના લોકો અંદર આવી પોહોચ્યાં અને જુવે છે તો ઝઘડુશાને પથારીમાં કુ- ફાડા મારતો જોયો.

અને તેની પાસે હીરાંને છાતી ને માથું કુટતાં જોઇ લોકો પણ ઘભરાઇને બુમો પાડી બોલ્યાં–

હાય હાય આનેતો કોઇએ ઝેહેર ખવરાવ્યું જણાય છે, જલ્દી વૈદને બોલાવો, વૈદને બોલાવો નહીતો હમણા તે મરી જશે, એમ સહુ સોર બકોર કરી રહ્યા.

તરત એક હુશીયાર માણુસ ઉઠયો ને થોડીજ વારમાં એક કાબેલ વૈદને તેડી લાવ્યો, વૈદરાજ આવ્યા ને હાથમાં હાથ લઇ નાડી તપાસવા લાગ્યા પણ નાડી કાંઈ ઠેકાણે માલમ પડી નહી પછી બુંગળી કાઢી કાળજાના ભાગ ઉપર મુકીને કાન દઈ ટ- કોરા ગણવા લાગ્યા, એક બે ત્રણ ચાર પાંચ બુંગળી ઉપાડી લીધી ને વૈદરાજ ઉંડા વિચારમાં પડ્યા હોય તેવું ડોળ કરી થોડીવારે જવાબ દીધો, આમને તો કોઇએ ઝેરી પદાર્થ ખવ- રાવ્યો હોય તેમ જણાય છે, સારૂં થયું કે તમે વૈદને લાવી જલદી દોડ કરી, નહી તો તે થોડીવાર કેડે તુરત મરી જાત ઝેરની અસર નસેનસ વ્યાપી ગઇ છે, પુદગળ બગાડવું હજી બાકી રહ્યું છે, તે બગડયું કે પછી થઈ ચુકયું.

હીરાંએ કહ્યું–વૈદરાજ તેનો કાંઇ ઉતારો હોય તો જલ્દી કરો હું તમને કહેશો તે દામ આપી ખુશી કરીશ.

વૈદરાજ બોલ્યા—કાંઇ ફીકર નહીં, એતો અમારૂં ઘર છે, આ શીશી આપું છું તે લ્યો ને તેમાંથી દસ દસ ટીપાં કલાકે કલાકે આપતા રહેજો એટલે તમામ અંદરનું ઝેર બળી ને ભસ્મ થઇ જશે. કોઇ વાતથી ગભરાશો નહીં ઝેરનો અસ- ર હવે આવી ચુકયો.

હીરાંએ ઉઠીને વૈદરાજના હાથમાં બે રૂપીઆ મુકયા તે લઇ વૈદરાજ ફરીથી દવા પાવાની ભલામણુ કરી પોતાના ઘર તરફ વિદાય થયા.

આવી ધમાધમમાં નવીની ખબર લેવા કોણ જાય, ઝ ઘડુશા ઉઠીને બેઠાં થશે તો સૌ સારાવાના થશે, રાંડ જતી રહી તો ભોગ એના, એના મા બાપના નાક ઉપર પાળી મુકી ગઇ તેમાં આપણે શું, જીવતા હશે તો પૈસો તો લુંડી છે. કાળ પેદા કરશે એમ કહી સૌ મનવાળી બેઠાં.

બપોર થવા આવ્યા, ઝેર થોડે થોડે નરમ પડતું ગયું અને સૌને આશાના અંકુર પુટવા લાગ્યા.

થોડીવારે ઝગડુશાએ આંખો ઉંચી કરીને આમ તેમ ફેરવી પીવાને પાણી માગ્યું. હીરાને આશા આવી ને હર્ષ ભેર ઉઠી પાણી લાવી પતીને પાયું, હવે દવાના જોરથી પેટમાં ભુખ લાગવા માંડીને વેણુા ચુંથા થવા લાગ્યાં, તેથી હીરાને કહ્યું કાંઇ ખાવાનું હોય તો લાવ્ય. હીરાં તરત સુંઠને પીંપળામુળની રાબ તૈયાર કરી લાવી, ને ઝઘડુશાથી પીવાઇ લેટલી પાઇ, આસ્તે આસ્તે શક્તિ આવવા લાગી ટટાર થયોને ભાન આવવાથી ભેગા થયેલાને પુછવા લાગ્યો. તમે બધા આજ કેમ આંહી એકઠા થયા છો ? સઘળાએ મળીને નવીની નાશી જવાની વાત વીદીત કરી;

ઝઘડુશા ગભરાયો ને એકદમ ઉઠયો, ત્રીજોરીનું કબાટ તપાસવા લાગ્યો, અંદર કાંઇ મળે નહીં, સારા ભાગ્યે ત્રીજેરીના નીચલા ખાનામાં બાકીનું ઘરેણું શેરો તથા નોટોના કાગળીયાં સહીસલામત રહી ગયા હતા. આ જોઇ ઝઘડુશાને થોડી ઘણી હીમ્મત આવી અને પાધરી પોલીસમાં ફરીયાદ કરી જડાવને પકડવાનું વારંટ મેળવ્યું, અને સાથે લાગી તેના પીયરની ઝડતી લેવા જપ્તિ બેસારી, પંચકયાસ કરી અંદરની ઝડતી લેવામાં આવી પણ કાંઇ મુદ્દો મળી આવ્યો નહીં, વળી વારંટ લઇ આખા ગામમાં ફરી વળ્યાં પણ પોબારા ગણી ગંચેલાનો પત્તો કયાંથી પામે?

આખા ગામમાં હો હો થઇ રહી, જડાવના પીયરીઆને તો બીચારાને મોં દેખાડવાનું પણ રહ્યું નહીં, લોકો મોંપર ને

ઓંપર ફીટકાર દેવા લાગ્યા, તેથી ઘરના બારી બારણા બંધ કરી અંદર ગોંધાઇ રહેવું પડયું. ઝઘડુશાએ બાહાર ગામ તપાસ કરવા માણસો મોકલ્યા હતા તેઓને પણ પત્તો નહી મળવાથી પાછા આવી સર્વે સમાચાર કહ્યા, આથી ઝઘડુશા બેહોશ થઇ લમણે હાથ દઇ બેઠો.

હીરાંએ કહ્યું–તમે આમ લમણે હાથ દઇ નિરાશ થઇ ચીંતા કરી શું કરવાના હતા. બની તે ના બનવાની છે? રાંડ ગઇ તો એના બાપનું નામ બોળી ગઇ, તમે જીવતા ઉઠયા એટલે સૌએ સારાવાના થયાં, પૈસો કાલ પેદા કરશો આતો તમારા અંગનો મેલ ગયો, પણ સ્વામીનાથ તમે જરા તપાસ તો કરાવો કે રાંડ કોને લઇને નીકળી ગઇ, મને તો લાગે છે કે પેલા લંપટ જોગી સાથે તેને સારાસારી હતી, તેથી કુંભારજા ત્યાંનીત્યાંજ પડી રહેતી હતી, માટે તલાસ તો કરાવો કે, જોગીડો છે કે નહીં.

ઝઘડુશાના ઉરમાં આ વાત ઉતરી અને મંદીરમાં માણસ મોકલી તપાસ કરાવ્યો તો તેના ગુરૂ તરફથી ખબર મળી કે ગઇ રાતના નદી કીનારે સાધન કરવાનું નામ દઇ મારા પોથી પુસ્તકો લઇ પસાર થયો છે તે હજુ સુધી આવ્યો નથી. આ ખબરથી સર્વેને ખાતરી થઇ કે જડાવ જોગીને લઇ જતી રહી હવે ફાંફાં મારવાં સઘળાં ફોગટ છે.

ઝઘડુશા જખમારીને રહ્યો, આશા છોડીને સર્વે વાત વિસારે પાડી પૂર્વની પેઠે હીરાં સાથે પ્રીતીપાસમાં પડાયો.

---

## પ્રકરણ ૬ ઠું.

### "શામલાલનો જન્મ ને તેની મા હીરાંનું મરણ."

અન્યોઅન્ય વધારે પ્રેમ બંધાયો અને દંપતિનું જોડું સુખમાં દીવસ નિર્ગમન કરવા લાગ્યાં; પ્રભુ ભક્તિમાં તલ્લીન થયા દયાના પ્રણામ ઉત્પન્ન થવા માંડયા, નિરાધાર સ્ત્રી પુરૂષોને આશરો આપવા માંડયો અંધા પાંગળાઓને અન્ન વસ્ત્રાદી આપવા શરૂ કર્યાં, બાળકોને ખુબ ખાનપાન ખવરાવી રાજી રાખતાં, કપટ જંજાળ તમામ તજી દીધી, અસત્ય ભાષણ અળગું કીધું દયાદી ધર્મના કાર્યથી તથા પૂર્વના પુન્યનો ઉદય થવાથી હી-

રાંને પેટે ગર્ભ ઉત્પન્ન થયો એટલું તો ખરૂં છે કે જ્યાં સંપ હોય ત્યાંજ સુખી થાય, હવે દંપતીના સુખની શીમા રહી નહી પરમેશ્વરનો પાડ માનવા લાગ્યા ને ધર્મ ધ્યાનપર દીન પ્રતીદીન વીશેષ દ્રઢતા ભાવ રાખવા માંડયો. અનુક્રમે એક પછી એક એમ દીવસ ગુજરવા લાગ્યા, અને નવ માસ પૂર્ણ થયે હીરાંએ સુખશાંતીથી એક સુંદર પુત્રનો જન્મ આપ્યો.

પુત્રની વધામણી સાંભળી ઝઘડુશાને ઘણો આનંદ થયો. અને સગાવા'લા તથા મીત્રમાં ખોબલે ખોબલે સાકર વેંહેંચી છઠી જગાડી ગોત્રદેવીનું પુજન કરાવી આંગણે કંકુના હાથા થાપન કર્યા. બારી બારણે આશોપાલવ તથા આંબાના તોરણ લટકાવી દીધાં, ભાટ ભવાયા ગીતો ગાતા આવ્યા તેમને પણ યોગ્ય શીરપાવ આપી ખુશી કર્યા. અને સગા સહોદરોને સારી પેઠે સંતોષી પુત્રનું નામ શામલાલ પાડયું.

દીનપરદીન શામલાલ સુખમાં ઉછરવા લાગ્યો. શામલાલ છ મહીનાનો થવા આવ્યો તે વખત તેની મા હીરાં સુવારોગમાં રીબાતી હતી ઘણા ઘણા ઉપચારો કર્યા પણ એકે અઉષધથી તેના રોગને ટેકી લાગતી નહીં હીણુ ભ.ગ્યણી હીરાં પુત્રનું સુખ જોવા ઝાઝા દીવસ જીવી નહી, અંતે હીરાંને સુજી આવ્યું કે હું વધારે દીવસ આ અવનીમાં કાઢવાની નથી હવે પછી મારા પ્યારા પુત્રનું શું થશે? એની અમુઝણમાં નિસ્વાસ નાખી ધુસકે ધુસકે રડવા લાગી.

ઝઘડુશા પાસેજ બેઠેલો હતો, તે એકદમ ગભરાઈને હીરાંનો હાથ હાથમાં લઈ ચુમી દઇ બોલ્યો. પ્યારી હીરાં આજ તને શું થાય છે.? તારા શરીરને સુવાણ નથી કે શું? તને રડવું શામાટે આવે છે? તું કેમ કાંઇ બોલતી નથી, તું ના કહે તો તને મારા શોગન છે, તારા દીલમાં જે કાંઇ અંદેશો હોય તે બે ફીકરથી કહી નાંખ્ય જરા પણ હરભડીશ નહીં.

હીરાં આંચકા ખાતી બોલી–સ્વામીનાથ મારા શામલાલની સંભાળ રાખજો, હવે આ ફાની દુનિઆમાંથી હુતો જઈશ મારા વાહાલાનું સુખ જોવાને જરા પણ વખત મળ્યો નહી, તે દુઃખીઆરા પુત્ર ઉપર મારી પેઠે દયા રાખજો. મેં આપને અપ્રીતિ ઉપજાવી ઘણા હેરાન કર્યે છે, તેને માટે હું

આપની પાસે ક્ષમા માગુછું. પ્રાણનાથ મારા તમને છેલા પ્રણામ છે, આમ બોલતાં તેની છાતી ભરાઇ આવી ને બોલતી બંધ થઇ ગઇ.

ઝઘડુશાએ પોતાના રૂમાલથી તેના આંસુ લુછી નાખ્યાં અને માથા ઉપર હાથ ફેરવી હીમ્મત આપી ગદગદ કંઠે બોલ્યો–મારી વા'લી હીરાં, તારે પુત્ર સંબંધી જરા પણ ચિંતા કરવી નહીં. જ્યાં સુધી હું જીવતો બેઠો છું ત્યાં સુધી તારા પુત્રનો કોઇ વાંકો વાળ કરી શકનાર નથી, તું નચિંત રહે, તે મને મારા પ્રાણથી અધિક પ્યારો છે.

મારો સરવે આધાર હવે તેના ઉપરજ રહ્યો છે, તું શા સારૂ સોગ કરે છે પ્રભુ કરશે તો તને થોડા દીવસમાં આરામ થઇ જશે, વા'લી આ સ્વારથીઆ સંસારમાં કોઇ કોઇનું નથી, સરવે મિથ્યા આળપંપાળ છે જેમ સાયંકાળની વખતે પક્ષીઓનાં ટોળાં એકત્ર થઇ માળામાં ભરાઇ બેસે છે, તેવી રીતે આપણે ક્ષણભંગુર દેહમાં વાસ કરી રહ્યા છીએ, પક્ષિઓ પ્રભાતમાં ઉઠી પોતપોતનું સ્થાનક વરજી ઉડીને ચાલ્યા જાય છે, તેમ આપણે પણ આ દેહરૂપી ઘર છોડી એકવાર ચાલ્યા જવું છે તો તેનો સોચ શું કરવા કરવો જોઇએ, માટે પ્યારી એ આળપંપાળ તજી એક પરમાત્માનું સમર્ણ રાખ્ય કે જેથી તારા આત્માનું કલ્યાણ થાય.

હીરાં ઝઘડુશાનો બોધ સાંભળી શાંત થઇ, અને સંસારી વિચારમાંથી મન મોકળું કરી સુતી સુતી ભગવાનનું ભજન કરવા લાગી. દીવસે દીવસે હીરાંની વ્યાધી વધતી ગઇ, હાથ પગના ગમા નરમ પડયાં, ઝીસે કાંટા પડવા લાગ્યાં, આંખ્યો ઉંડી જતી રહી, દાંત બીડાઇ ગયા ને બોલવું બંધ થઇ ગયું.

આ બનાવ જોઇ ઝઘડુશા કમ્મરમાંથી ભાગી ગયો અને તેના સઘળા હોશકોશ ઉડી ગયાં, સગાવહાલાઓને ઘેર ખબર આપી જેથી તેઓ બિચારાને ખબર પડતાંજ એક પછી એક દોડયા આવ્યાં અને વૈદને તાકીદથી તેડવા મોકલ્યું, થોડી વારે વૈદરાજ આવ્યાં ને હીરાનો હાથ પકડી નાડી જોવા બેઠાં નાડી જોઇ ના જોઇને હાથ હેઠો મુકી ઉભા થયા, કાંઇ

નથી તમારે સંભાળવું હોય તે સંભાળજો પાંચ મિનીટનો પરૂણો છે. એમ સુચના આપી વૈદરાજ તો આવ્યા હતાં તેમજ ચાલતાં થયાં.

વૈદરાજ બહાર નિસર્યા નહી તેટલામાં હીરાંને હેડકી આવી સગાવહાલાઓએ રડારોળ કરી મુંકી, ઝઘડુશાએ હીરાંનાં કાનમાં પૂન્યદાન કીધું અને સઘળા એકઠા મળીને રામ રામ કરવા લાગ્યાં. થોડીવારે બીજી હેડકી આવી અને ત્રીજી હેડકી આવતાં વાંતજ તે દુખી દારાની ડાકલી ફાટી અંદરનો અંસ ઉડી ગયો.

હાય હાય ગજબ થઇ ગયોરે મારા બાપલીઆ, એમ કહી ઝઘડુશાએ માથું કુટી કલ્પાંત કરી મુંકયું અને રાગડા તાણી રડવા માંડયું. કોઇ કાકી, કોઇ માશી, કોઇ ફોઇ, એમ એક પછી એક વારંવાર દુખના ઉગાદગારની પોકો પાડવા માંડી. બૈરીઓ ધડાપીટ ધડાપીટ કરતી કેડે સાલ્લાં બાંધી ખુલ્લી છાતીએ હાયરે હાયરે કરી ખડકીની બહાર કુટવા મંડી પછી આડોશીપાડોશી તથા નજીકના સગાં મળી મસાણીને ત્યાં ખાંપણ લાવી મુજના લાછાવડે શબને મજબુત બાંધ્યું અને ચાર જણા ખભા ઉપર વાંસના ચાર છેડા લેઇ. "રામ બોલો ભાઇ રામ" કરતાં દુધેશ્વરની શ્મશાનભુમિ તરફ દહન કીયા કરવા સારૂં ચાલતા થયા.

બૈરીઓ કુટતી કટતી પોળ સુધી આવી પાછી વળી ઓહો કરતા લોકોએ સબની પછાડી ચાલવા માંડયું અને ઝઘડુશા પણ કેડે હાથ મુકી મારા બાપરે મારા બાપલીયારે એમ પોકો મુકતો દુધેશ્વરની દહન કીયા ની શ્મશા નભુમી આગળ જઇ પહોંચ્યો. એટલે તરતજ શ્મશાનીઆઓએ શબ નેચેહમાં સુવાડી ઝઘડેશા પાસે અગ્નિ દાહ દેવરાવી તમ ામ ચેહ સળગાવી મુંકી.

બે કલાકમાં સઘળું શબ બળીને સફા થઇ ગયું માટીમાં માટી મળી ગઇ, બાદ સર્વે ઘડો લાડવો કરી કુકવો કર તા નદીમાં નાકીને ઝઘડુશાને ઘેર જઇ બેઠા. થોડીવારે ડાઘુમાં ભાયડા બાયડીઓ એકઠાં થઇ રીવાજ પ્રમાણે કાણુમોકાણ કરી

ઝઘડુશાને છાના રાખ્યા. અને જમવા ઉઠાડી સઘળા ડાઘુઆં આવેલા સ્ત્રી પુરૂષો વિસર્જન થયાં.

ઝઘડુશાએ ત્રીજે દિવસે તાઢીવાળી નાત શીરસ્તા પ્રમાણે બાર દહાડા થયા એટલે સુંવાળું કાઢી બારમું કર્યું, અને ઉત્તર ક્રીયા કરાવી શોક મુકી સર્વે વાત વિસારે પાડી ધંધોરોજગાર ચાલુ કરી શામલાલની સંભાળ રાખવા માંડી.



## પ્રકરણ ૭ મુ.

### "શામલાલનું લગ્ન ને વશિયતનામું કરી આપ્યા બાદ ઝઘડુશાનું મરણ."

હીરાં મરી ગઇ તે વખત શામલાલની ઉમ્મર સાત મહીનાની હતી હવે ઝઘડુશાને મહાજંજાળ આવી પડી. પુત્રને ધવરાવવા ધાવ રાખી મોહોટો કરવા માંડયો અને પોતાનો સોનાનો વહેપાર શરૂ કર્યો, કેટલીકવાર શામલાલને તેડીને દુકાને આવતો ધાવને પણ પાસેને પાસેજ રાખી હતી, શામલાલ જરીક રડતો કે તરતજ તેની ધાવને ધવાડવા આપતો, કોઇ વખત ધાવ આઘી પાછી ગઇ હોયતો પાડોશીની સ્ત્રી પાસે લેઈ જઈ ધવરાવી આવતો, રાતની વખતે આડારા કરી ઉંઘતો ના હોયતો પોતે હીંચકા નાખી હાલરડું ગાઈ ઉંઘાડી દેતો, ને ને કદાચ મળમુત્ર પણ ધોવું પડતું. એમ અનેકતરેહની વિંટંબણા વેઠીને ઝઘડુશાએ શામલાલને સાત વરસનો કર્યો.

હવે શામલાલને તેના પીતાએ કોઇ સારા મહેતાજીની નિશાળે ભણવા મુકયો અને સારી રીતે અભ્યાસ કરતાં તે અગીયાર વરસની વયનો થવા આવ્યો.

ઝઘડુશાએ પુત્રને ઉમ્મર લાયક થયેલો જાણી દીર્ઘદ્રષ્ટિ કરી વિચાર કરવા લાગ્યો કે, હવે શામલાલને પરણાવું તો ઘણું સારૂં થાય કાલની કોને ખબર છે. મારી વૃદ્ધાવસ્થા થવા આવી ઘડી પછી શું થાય છે? તે કોઇ કળી શકતું નથી માટે કાંઇ ચોરસું બેસારી દઉં તો ઠીક આમ વિચારના વમળમાં બેઠેલો હતો તેટલામાં નીચેના ચોકમાંથી કોઇએ હાંક મારી શેઠજી ઘરમાં છો કે?

ઝઘડુશાએ ઉઠીને ચોકમાં જોયું તો ગોરમહારાજને ઉપર

